# જાલીમ જલ્લાદ

: નાટક :

: લેખક :

અંબાલાલ નૃ૦ શાહ

: બાર આના :

# જાલીમ જલ્લાદ

નાટક

કર્તા અને પ્રકાશક

અંબાલાલ નૃ. શાહ
પો૦ ઓ૦ નં૦ ૨૧૯૨,
કલકત્તા

: : બાર આના : ;

# સમર્પણ

મારી

માતૃભૂમિના સૌ સ્વાતંત્ર્યપૂજકોને

# ઉપોદ્ઘાત

રા. અંબાલાલ શાહની સાહિત્યવિષયક છૂટક છૂટક પ્રવૃત્તિઓ પછી આ તેમનો પહેલો સ્વતંત્ર પ્રયાસ છે. તેમણે આ નાટકમાં આપણે (હિંદીઓ) પશ્ચિમના મેઘધનુષ્યના રંગો સરિખા ક્ષણજીવી મોહરંગે કેવા અંજાઇ જઇએ છીએ તે બતાવવાનો યત્ન કર્યો છે. આખુંયે નાટક રૂપકથી ભરપૂર છે. માયાવી, મનમોહન, મદિરા, મીનાક્ષી, સરલસિંહ, બુદ્ધિ, કલા, વિદ્યા, જ્ઞાનાનન્દ વગેરે પાત્રો નામ પ્રમાણે ગુણ ધરાવતાં ને નાટકમાં ભાગ ભજવતાં માલુમ પડે છે. નાટકનું વસ્તુ કમનસીબે જોઇએ તેટલું જોરદાર ન હોવાને પરિણામે જ્ઞાનાનન્દના પાત્ર સિવાય અન્ય કોઇ પણ પાત્ર સબળતા પૂર્વક આલેખાયેલું જણાતું નથી. કેટલીક જગ્યાએ કટાક્ષકથનો બહુજ બુદ્ધિપૂર્વક યોજાયાં છે. નાટકનો પદ્યવિભાગ સંસ્કારી આડંબરી બાષા, અને નાટકી ભાષાની વચ્ચેનો હોય એવો અર્ધ-નાટકી અને અર્ધ-સંસ્કારી લાગે છે. આ સર્વ છતાં આ નાટક બહુ જ ગૂઢ ઉદ્દેશપૂર્વક લખાયેલું હોઇ, અત્યારના દરેક હિંદીએ વાંચવા જેવું છે. કેટલાક આર્થિક, વિદ્યાવિષયક ને સામાજિક પ્રશ્નોને પણ લેખક ઠીક ચર્ચ્યા છે. હિંદની આધુનિક અધોગતિનાં મૂળ કારણોને લેખક નાટકના

વસ્તુમાં ચતુરાઇથી ગુંથી લીધાં છે ને તેનો નિસ્તાર કેવી રીતે થઇ શકે તે પણ લેખકે જ્ઞાનાનન્દના પાત્રદ્વારા સૂચવ્યું છે. નાટયકલા કરતાં નાટયવિષય માટે આ નાટક વાંચવાની ભલામણ કરી શકાશે.

રા. અંબાલાલ આવા બીજા સ્વતંત્ર પ્રયાસો વખતે નાટકની વસ્તુગુંથણી અને પાત્રાલેખન તરફ વધુ લક્ષ આપશે તો વધારે સફળ થઇ શકશે. પોતાના વિચારો છૂટક છૂટક રજુ કરવાને તેઓ ટેવાયેલા જણાય છે. વસ્તુમાં ગુંથવા જતાં સળંગપણું ખંડિત થતું લાગે છે ને પરિણામે કલાની ક્ષતિ થાય છે; આટલી ખામી દૂર થાય તો એ ભાઇ આ ક્ષેત્રમાં વધારે સારૂં કાર્ય કરી બતાવી શકશે.

કલકત્તા.
તા. ૨૮-૧૧-૩૦

ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી

# નિવેદન

આ નાટક વિષે મારે ખાસ કહેવાનું કશું નથી: વાંચતાં વેંત જ ઝટ સમજાઇ જાય એવી એની સંકલના રાખવામાં આવેલી છે. અલબત્ત, આ નાટકના વસ્તુને મનુષ્યના શરીર સાથે સારી રીતે સરખાવી શકાય એમ છે. શરીરને એક સામ્રાજ્ય માની, તેના આત્માને તંત્રવાહક રાજા, બુદ્ધિને એ પ્રેરક આત્માની રાણી સ્વીકારીએ એટલે આનો રહસ્યઉકેલ થઇ શકે છે. અંતઃકરણનો કાર્યપ્રદેશ વિચારતાં આપણે તેને પ્રધાનની જગ્યાએ મૂકી શકીએ છીએ; તેવીજ રીતે મન એ લાલચુ મંત્રી છેઃ આ સર્વાનુભવની વાત છે. પછી તો લક્ષ્મી, વિદ્યા–તેનાં સંતાન થયાં અને ભયાનકમાં ભયાનક શત્રુ એટલે વિષયવાસના. આ કુચક્રના ફંદમાં જેઓ નથી ફસાતા, તેઓ મહાત્માની કોટિમાં જઇ શકે છે

પરંતુ આજની વિચક્ષણ જનતા માટે મારો આ ખુલાસો જરૂરી નહિ જણાય. નાટકની કશી પ્રાચીન પ્રણાલિકાનો ભંગ થતો જણાય તો તે માટે મને સાક્ષરગણ ક્ષંતવ્ય ગણે. ત્રણ અંકમા ઉક્ત નાટકની પૂર્ણાહુતિ કરી છે, તે કોઇ ખાસ લક્ષ્યને ધ્યાનમાં રાખીને છે, એમ નથી; કિંતુ વસ્તુવિકાસમાં સમય, સ્થળ, પાત્રો વગેરેનો ઉપયોગ એટલામાં પતી જતો હતો એટલે એ રીતિનો સ્વીકાર કર્યો. આ મારા 'ઇતિ શિવમ્'માં દોષ થવાનો ઘણો સંભવ હશે; છતાં તે બધાને નિભાવી લેવા હું વાચકગણને વિનવું છું.

પણ આ નાટક લખવાનો પ્રસંગ પ્રાપ્ત કેવી રીતે થયો, એ મુખ્ય મુદ્દો ન જણાવું તો ઘણો અનર્થ થાય. સને ૧૯૨૫માં રાજકીય વાતાવરણ ઘડાતું હતું, તે અરસામાં એક સુંદર હિંદી પુસ્તક

મારા વાંચવામાં આવ્યું. મને તે ઘણું ગમી ગયું. મને લાગ્યું કે એનું ગુજરાતી રૂપાન્તર આવશ્યક ગણાય અને શરૂઆત પણ કરી. પછીથી સાગરમાં જેમ ભરતી પછી ઓટ આવે તેમ રાજકીય બહિરંગ વાતાવરણ ઠંડુ પડતું ગયું, અલબત્ત ભિતરમાં તો જ્વાળામુખી ભભૂકતો હતો; તેવીજ રીતે ઉપરના ગુજરાતી રૂપાન્તર માટે બન્યું પણ ખરૂં. આ દરમ્યાન મારી પાસેનું એ પારકું પુસ્તક પણ નહોતુંઃ તેના વિદ્વાન્ લેખક વિષે પણ કશું જાણતો નહોતો અને આજે એ વિષે કશો ખ્યાલ હોવાનો સંભવ પણ કેમ હોઇ શકે? તે વસ્તુ હું ભૂલી શકયો નહોતો અને એજ પાયા પર આજના નાટકનું ચણતર છે. એ અજ્ઞાત લેખક બન્ધુનો હું આ સ્થળે અંતઃકરણથી આભાર માનું છું.

"ગુજરાતીપંચ"માં ચાલુ વાર્તા તરીકે છપાઇ ગયા પછી, 'ગરીબાઇનો ગજબ' પુસ્તક રૂપે મેં બહાર પાડેલઃ તે મારી પ્રથમકૃતિ અને આ નાટક તે બીજી. પ્રથમ પુસ્તક માટે જે જે પત્રોએ સુંદર અભિપ્રાય આપી આભારી કર્યો છે, તે માટે અહીં તેમના બધાનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

પોતાના પુસ્તકનો ઉપોદ્‌ઘાત અન્ય વિદ્વાન પાસે લખાવવો, એ શિષ્ટાચાર બની ગયો છે. એ શિષ્ટાચારને મેં મારી પ્રથમ કૃતિ વેળાએ સાચવ્યો નથી અને આ વેળાએ પણ ઘણા કારણોથી ઓછો વિચાર હતો. કલકત્તામાં મારા વસવાટ પછી શ્રી૦ ચાંપશીભાઇ પાસે મારે મારા આ નાટકનો ઉપોદ્‌ઘાત લખાવવો એમ મારા એક સ્નેહીની સૂચનાને મેં વધાવી. સાથેનો ઉપોદ્‌ઘાત એમણે મને ઘણા વ્યવસાયોમાં પણ લખી આપવાની તસ્દી લીધી છે, તે માટે હું તેમનો ઉપકૃત છું.

છેવટ, "જાલીમ જલ્લાદ"ના નામસંસ્કરણ વિષે થોડોક ખૂલાસો કરૂં. જલ્લાદ, જાલીમ જ હોય, તો પછી 'જાલીમ' શબ્દની વિશેષતા

શા ? આપણે ઘણીક વખત શબ્દોના અત્યાચાર રમીએ છીએ. 'ગધેડા જેવો' 'હજામ જેવો' વગેરે સુપ્રચલિત પ્રયોગોમાં ઝાઝો વિચાર થતો હોય, એમ મને નથી લાગતું. 'હજામ' કે 'ગધેડો' કોઇ કનિષ્ટ અને ધૃણિત વર્ગ હોય, એમ ઉતારી પાડવા ખાતર જ એવો પ્રયોગ પ્રચલિત છે, એમ હું સમજું છું. જલ્લાદ ભલે ધડાધડ ગુન્હેગારનાં માથાં ધડથી જુદાં કરતો હોય; છતાં એ મનુષ્ય નથી, એવો આક્ષેપ મૂકી કેમ શકાય ? જલ્લાદ તેના ધંધાની દૃષ્ટિએ, ભલે ઉચ્ચ ન ગણાતો હોય; છતાં નિર્દોષતાની કે પરમ પાવિત્ર્યની મૂર્તિની સાથે તેને કામ લેવાનું હોય છે, ત્યારે તેનામાં મનુષ્યત્વનાં તત્વો વિશેષત: નીકળી આવ્યાનાં દૃષ્ટાન્તો મોજૂદ છે.

રાજા મુંજને, તેના ભત્રિજા ભોજની ભવિષ્યની આગાહી વિચારતાં બીક લાગી, એટલે તેણે મારાઓને, તેને ઘોર જંગલમાં લઈ જઈ, મારી, ચિહ્ન તરીકે, તેનાં મનોમુગ્ધકારી ચક્ષુ કહાડી લાવવાની આજ્ઞા કરી; તેનો અમલ તે મારાઓએ કેટલો કર્યો, તે સૌ આપણે જાણીએ છીએ.

એટલે કથનભાવ એ છે કે જલ્લાદ, જલ્લાદપણાના ધર્મને ચૂકે છે, ત્યારે તેનો વૃત્તિધર્મ લજવાય છે, એટલુંજ નહિ પણ તે નિર્દોષોના રૂધિરથી ખરડાઇ ધૃણિત અને ત્યાજ્ય બને છે. સમાજ એવા જાલીમ જલ્લાદની ખૂની લોહીઆળ તરવારને વધુ વખત જીરવી શકતો નથી.

વિજયાદશમી '૮૬
પો. બૉ. ૨૧૯૨
કલકત્તા

અંબાલાલ નૃ. શાહ

# જાલીમ જલ્લાદ

## : પાત્રો :

### પુરુષ

| | |
|---|---|
| સરલસિંહ ... ... ... | શરીરપુરનો રાજા |
| માયાવી ... ... ... | પરદેશી : પાછળથી રાજા |
| હૃદયેશ્વર ... ... ... | સરલસિંહનો સ્વામીભક્ત મંત્રી |
| મનમોહન ... ... ... | સરલસિંહનો દુષ્ટ મંત્રી |
| જ્ઞાનાનંદ ... ... ... | યોગી |
| કૌશલકિશોર ... ... | સરલસિંહનો દિવાન |
| વ્યાપારચંદ્ર ... ... ... | સરલસિંહનો દિવાન |
| પ્રેમાજી ... ... ... | સરલસિંહનો પરિચર |

ચપરાશી, નગરવાસીઓ, વિદ્યાર્થી, જમાદાર અને સિપાઇ વગેરે

### સ્ત્રી

| | |
|---|---|
| બુદ્ધિ ... ... ... | સરલસિંહની રાણી |
| વિદ્યા ... ... ... | સરલસિંહની મોટી પુત્રી |
| લક્ષ્મી ... ... ... | સરલસિંહની નાની પુત્રી |
| કલા ... ... ... | કૌશલકિશોરની સ્ત્રી |
| મીનાક્ષી* / મદિરાક્ષી } ... ... | માયાવીની સંગિની |

જીવકોર, નાચનારી વગેરે

* નાટકમાં જ્યાં ફેશન છપાયું છે ત્યાં તે પાત્રનું નામ મીનાક્ષી સુધારીને વાંચવું.

# જાલીમ જલ્લાદ

## અંક ૧લો ઃ પ્રવેશ ૧લો

### મંગળાચરણ

[ નેપથ્યમાંથી અંતરિક્ષ ધ્વનિ કર્ણગોચર થાય છે. ]

જય જય જગમંગલકાર !
નિરાકારી ને નિર્વિકારી સર્જ્યો તેં સંસાર–જય૦
ભવ ભવ વૈભવ પરાભવકર્ત્તા, સંકટ સંહરનાર
એકધ્યાનથી અંતર સ્મરવા ભવદુઃખ ભંજનહાર–જય૦
વિશ્વનિયંતા, પ્રેમદીપતા, સુખ દુઃખ સૌ સૃજનાર;
બ્રહ્મા, વિષ્ણુ, શંકર સરિખા વિભૂતિ એ ભજનાર–જય૦

( સીન બદલાય છે )

**સ્થાનઃ** માયાવીનું ગૃહ

**સમયઃ** રાત્રિ

(**માયાવી** વિચારવન્ત છે. પાછળથી **મનમોહન** આવે છે.)

**માયાવી**—પાસા પોબાર કરવા શું બાકી રાખ્યું છે? હું કળિયુગનો અવતાર! પૂરો બદમાશ, વાણિજ્યમાં એક્કો, સ્વાર્થમાં પૂરો ! એ કોણ આવે છે? મનમોહન! ભલે આવે! તારાથીજ મારા

પાસા પોબાર છે! (મનમોહન આવે છે.) (કાનમાં કૈં કૈં ધી
વાતો થાય છે) ફીકર શી છે! હાં પછી?

મનમોહન (આસપાસ જોતાં)—થવાનું શું હોય? મહ
કહી દીધું કે આશ્રય આપવામાં કંઇ પાપ નથી. મને એમાં
હરકત નથી. ભય કરવો વૃથા છે!

માયાવી—પછી?

મનમોહન—હૃદયેશ્વરે કહ્યું કે અજાણ્યા મુસાફિરનો જા
બુઝ્યા વિના વિશ્વાસ કરવો ઠીક નથી. વિચાર વિના કામ કર
રાજ્ય નષ્ટ પામે છે.

માયાવી—મહારાજે શો જવાબ આપ્યો?

મનમોહન—કહ્યુ કે મેં ખૂબ વિચાર કર્યો છે. આપણી
તામાં આવા વિચાર ન શોભે; વળી તે માણસ ખૂબ લાયક
છે! તમારે તેનો દ્વેષ કરવો ન શોભે! પછી તો પૂછવુંજ શું? બ
મોતીયા મરી ગયા! તમારી જીતનું કારણ મિસ મીનાક્ષી અને
મદિરાક્ષી છે.

માયાવી—શી રીતે?

મનમોહન—તે એ જ કે મહારાજને બન્ને સ્ત્રીઓ સારી
વશ કરી લે. કામ જેટલું જલદી બને એટલું સારૂં. પછી તો દુ
ઝૂકતી હય ઔર ઝૂકાનાવાલા ચાહિએ!

માયાવી—વાહ, શી તમારી બુદ્ધિ છે! આપણી આ પ્રી
બદલામાં જરાક......

મનમોહન—(વચમાંજ)નહિ, નહિ. ધન્યવાદની કશી
નથી. આપ મારા મિત્ર છો, એ મારૂં કંઇ ઓછું સદ્‌ભાગ્ય છે? અને
એ દોસ્તીની બલિહારીમાં ફરી જોવાશે!

માયાવી—બેશક!

મનમોહન—હવે હું જવાની રજા માગીશ.

માયાવી—ફરીથી આવજો !

મનમોહન—જરૂર, જરૂર હું આવીશ ! (જાય છે)

માયાવી—અત્યારલગી તો પાસા પોબાર છે ! મોહિનીને કોણ વશ થતું નથી ? મારી મીઠી મીઠી વાણીથી હું સૌને વશ કરી શકું છું: આ સ્થિતિમાં મારૂં કોણ ન બની શકે ? પગ મૂકવાની જગા મલી શકે છે, પછી નિરાંત ! કોની મગદૂર છે કે મારી વિરૂદ્ધ જાય ? પછી તો આપણે છતા થવાના ! આપણાં કાવત્રાં, સ્વાર્થ—બધું ખુલ્લું થશે ! મારા જુલ્મી પંજાથી ભલભલાને દબાવી દઇશ. કુસંપ ફેલાવીશ, લડાવીશ, સુખચેનબાજીની જાદુગરીમાં ફસાવીશ, વેશ્યાઓ વધારીશ; એટલે પછી શી વાર ? પણ હે વિલાસવાટિકાનાં મનોહર પુષ્પો ! તમને કેમ ભૂલું ? (ટેબલ પાસે જઇ ઘંટડી દબાવે છે. નોકર આવે છે.)

માયાવી—જા, મિસ મીનાક્ષી અને મિસ મદિરાક્ષીને અહીં આવવાને મારા તરફથી માનપૂર્વક આમંત્રણ જણાવો !

નોકર—જેવો હૂકમ ! (જાય છે.)

માયાવી (સ્વગત)—જા, જીવ, તારો હવે વિજય છે ! ( મીનાક્ષી તથા મદિરાક્ષીનો પ્રવેશ )

માયાવી—આવો, આવો, પધારો; હું તમને જોઇ ખૂશ ખૂશ થઇ જાઉં છું !

મી૦—આપને અમારૂં કામ પસંદ આવ્યું ને ?

માયાવી—રે મારી વહાલી પુતળીઓ ! તમારા આગળ હું કેટલો આનન્દ પામું છું ! મારો વહાલનો ઉભરાતો દરિયાવ તમને જોતાં વેંતજ ડલવાઇ જાય છે ! મને એટલું જ લાગે છે કે તમે આ અજાણ્યા દેશમાં બહુજ મુશીબત ભોગવતાં હશો ! જો તમે અત્યારે દુઃખ ભોગવતાં હશો, તો પાછળથી સુખ અઢળક આવી ખડું થશે !

મદિરાક્ષી—વાહ ! બહુ સરસ કહ્યું ! પણ આપના હૂકમનાં અમે

સેવિકા છીએ. જે ઘડીએ જણાવો તે ઘડીએ સાહસ ખેડવ.
તૈયાર જ છીએ !

**મા**યાવી—શાબાશ! એટલું કરો કે મહારાજને તમો પ્યારથ
મોહવશ સ્થિતિમાં ડૂબાડી દો ! આથી વિશેષ સમજવાની જરૂર
છે ખરી ?

**મ**દિરાક્ષી—વિશેષની કશી જરૂર નથી ! આટલામાં બધું કહેવાયું

**મા**યાવી—તો આપણું કામ ફત્તેહ કરો ! અને પછી આપણે
ખૂબ રંગરેલ રેલાવીશું !

**મી**નાક્ષી—તે વિષયમાં અમને આપનો સંપૂર્ણ વિશ્વાસ છે !

(મદિરા અને ફેશન સાથે ગાય છે.)

સનમ દિલદાર આવોને, જરા નેનો મિલાવોને;
સહન આ વસ્લની પીડા ભયાનક તો મિટાવોને !

(પડદો ઉપડે છે.)



## પ્રવેશ ૨ જો

**સ્થાનઃ**—રાજમાર્ગ

**સમયઃ**—પ્રભાત

( હૃદયેશ્વર, કૌશલકિશોર અને વ્યાપાર પ્રવેશે છે. )

હૃદયેશ્વર—કહેવામાં શી કચાશ રાખી છે ? હરેક પ્રકારે સમજાવવા છતાં ના માને તો તેમાં કોનો વાંક ?

કૌશલ—કોનો વાંક ? પૂછશો જ નહિ એટલે પત્યું ! હવે તો હદ થાય છે !

વ્યાપાર—શું ?

કૌશલ—રે, એ ધૂતારાએ તો બે સુંદર સ્ત્રીઓ મહારાજને ભેટ કરી છે. અને—અને મહારાજા તેને જોતાં વેંતજ લટ્ટુ બની ગયા? છેક લટ્ટૂ ! કેમ હૃદયેશ્વર, એમજને ?

હૃદયેશ્વર—ભાઇ નથી સમજાતું કે મહારાજાને આ શું સૂઝયું

કૌશલ—શું સમજાય ? આ ખેલ રમવામાં મનમોહનનો પૂરો હાથ હોવો જોઇએ, એમ મને લાગે છે ! મહારાજને અંતે ફસાવ્યા !

હૃદયેશ્વર—ઠીક, હવે સમજાયું !

વ્યાપાર—એટલે ?

કૌશલ—મને તો કહો ?

હૃદરેશ્વર—શું કહું ? મનમોહન મારી અદેખાઇ કરે છે, અને હુ એક જ કારણે આ જાળ આટલી બધી પથરાઇ ગઈ છે ! હવે જો ઈ લો કે આપણું કિસ્મત ભારે છે ?

અઃ વ્યાપાર—એમ ?

હૃદયેશ્વર—રાજ્ય પર ભારે આફત આવશે !

કૌશલ—તેને ટાળવાનો કોઇ ઉપાય ?

**વ્યાપાર**—ઉપાય શોધો !

હૃદયેશ્વર—મારૂં ચિત્ત અસ્વસ્થ છે. અપમાનથી મારો ગ[illegible] કુંઠિત થયો છે! બસ ચારે કોર માત્ર વિપદજ છે !

વ્યાપાર (દુઃખી થઇ)—વિચાર કરો !

હૃદયેશ્વર—વિચાર કરૂં ? શો વિચાર કરૂં ?

કૌશલ—ભાઇ વ્યાપાર, એમનું ચિત્ત ઠેકાણે નથી ! ચાલો શ્રીમતી બુદ્ધિરાણીને સૂચના કરીએ અને ચેતવીએ. દુઃખથી ગાભ[illegible] બનવાથી દુઃખનો અંત આવતો નથી. ધીરજ મોટો ગુણ છે !

( ત્રણે જણ જાય છે. )



## પ્રવેશ ૩ જો

**સ્થાન—મહારાજ સરલસિંહનો મહેલ**

**સમય—રાત્રિ**

(પડદો ઉપડે છે એટલે **મી**નાક્ષી અને મદિરાક્ષી, મહારાજ સરલસિંહની આસપાસ બેઠેલી જણાય છે.)

( નાચનારીઓ નાચી રહ્યા પછી બધા ઉઠે છે. )

સરલ—પ્યારી, તને પણ આશા છે કે નહિ ?

**મી૦**—કેમ નહિ, હજુર ! આપ પર તો હું હરગીજ આફરિન છું.

ઘેમાજી—મારા વિચારથી તો જરાય નહિ !

સરલ—અરે ! આ કેવો ઉલ્લૂ છે ?

ઘેમાજી—હજુર, એટલુંજ કે આપના ધોળા કેશ કાળા થાય અને સાથે વેશ પણ બદલાય એટલે વેશ અને કેશ બેસ થાય !

**મી૦** (હસીને)—વાહવાહ ખૂબ કરી !

મદિરા—બહુ ચાલાક છે !

સરલ—ઠીક, મી૦ ઘેમાજી, જો તારી ઇચ્છા હોય તો હું વેશ બદલીને બેશ થાઉં !

**મી૦**—કેમ મી૦ ઘેમાજી, એમજ ને ?

ઘેમાજી—ના; છેક એમ નહિ !

મદિરા—હાં ત્યારે સાંભળ ! તું જા અને દરવાનને કહી આવ કે આજ મહારાજ રાણીવાસમાં નહિ પધારી શકે. કહેજે કે આજ કંઇક ગરબડ છે !

ઘેમાજી—ગરબડ ?

સરલ—હા, પેટમાં રબડ.

ઘેમાજી—ત્યારે તો પહેલાં ડાકટરને બોલાવું !

સરલ—દેત્રો મૂર્ખ છે ! નાદાન ! ડાકટરની કશી જરૂર
જેમ કહેવામાં આવ્યું તેમ કર !

ઘેમાજી—જેવો હૂકમ ! (જાય છે.)

સરલ—નાલાયક ! મગજ તોડી નાખે છે !

મ—કંઇક પાગલ છે !

સરલ—ખવર......હવે કંઇક ચીજ...........

બી૦ તથા મદિરા સાથે ગાય છે:—

હમેશાં દર્દ દિલમાં થાય તે શી રીત કહો રહેવાય
જખમ ઉંડો ઘણો ભારી—બતાવો કોઇ રસ્તો છે ?
મને માલૂમ છે પાસે તમારી તે દવા રાખો;
દયા દિલમાં ધરો ત્યારે—બતાવો કોઇ રસ્તો છે ?
રડુ આંસુ છૂપી રીતે, બની મસ્તાન છું પ્રીતે;
પ્રીતમ વિણુ દિલ તો વીતે—સનમ બિમાર રસ્તો છે ?
હૃદયમાં ચાહ પ્યારાનો, ભૂલાતો ના કદિ માનો !
ન ટાળી દો મને આશક માશુક બ્હાર રસ્તો છે ?

( સરલસિંહ શરાબ પીતાં પીતાં મસ્ત બની જાય છે. )

સરલસિંહ (હસતાં)—વાહવાહ ! વાહવાહ ! શી આનન્દની ર
શી મીઠી લિજ્જત ! સ્વર્ગમાં પણ આથી વધારે આનન્દ હોઇ શ
પ્યારી મદિરા, આવો ! આજ હું તમારી સાથે બહુજ ખૂશ
સનમ ! માશુક ! તમારા પર મારૂં આ તાજ અને રાજ બધું
બાન છે ! બોલો શું ફર્માન ?

મદિરા—ફર્માન ? હજુર, આપની મહેરબાની જોઇએ. બીજ

સરલ—નહિ, નહિ શરમાઓ નહિ ;

મદિરા—જો આપ ઇચ્છતા હો તો આપની ગોદમાં સદા

**મી૦**—મારી પણ એજ વિનતિ !

**સરલ**—પ્યારીઓ ! દિલદાર—હું સમજું છું કે આપણી આ મઝાહની આડે રાજ્યપ્રબન્ધ આવે છે, તેને માટે કંઇક જુદો પ્રબન્ધ થવો જોઇએ !

**મી૦**—હજૂર, બેફિકર રહો ! તેનો પણ વિચાર કરી દીધો છે.

**સરલ**—વાહ, કોણ છે એ ?

**મદિરા**—આપની મરજી થતી હોય તો તે કામ સારી રીતે માયાવી સંભાળી શકશે અને આપણી આ મોજમજા કાયમ રહેશે ?

**સરલ**—પણ માયાવી હા પાડશે ?

**મદિરા**—હજૂર, ફિકર કરશો નહિ. એને અમે સમજાવી દઇશું. આપ ફકત એક હૂકમ લખી આપો એટલે પત્યું.

**સરલ**—પ્યારી ફેશન, આ કામ હું તમને સોંપું છું !

**મી૦**—હજૂર, મારી પાસે સર્વ સાહિત્ય તૈયાર છે (હૂકમનામું કહાડી) જુઓ !

**સરલ**—બસ, હવે શું બાકી રહ્યું ?

**મી૦**—એટલું જ કે આપ એમાં સહી કરો.

**સરલ**—બતાવો, કયાં સહી કરૂં ?

**મી૦** (સામે રાખી)—બસ, આજ સ્થળે. (સરલસિંહ સહી કરે છે એટલે ફેશન તેને ગજવામાં સેરવી દે છે. બન્ને નાચે છે.)

(પડદો ઉપડે છે)



## પ્રવેશ ૪ થો

**સ્થાનઃ—બુદ્ધિરાણીનો આવાસ**

**સમયઃ—ત્રીજો પહોર**

( મહારાણી બુદ્ધિ૦નો પ્રવેશ )

બુદ્ધિ (સ્વગત)—તો મહારાજનું નહિ આવવાનું કારણ કંઈક જુદુજ છે? એ શું એ હવે .........અરે! મેં આ શું સાંભળ્યું! અને છતાં હજી હું જીવું છું? હૃદય તું પત્થરથી કયાં ઉતરે એમ છે? હું અબલા છું અને એમના સિવાય સંસારમાં મારૂં કોણ છે? પ્રભો! હું પ્રાણનાથ વિના કેવી રીતે જીવી શકીશ? (મૂર્છિત થાય જીવકોર આવે છે.)

જીવકોર—અરે, આ રસ્તામાં કોણ આંધળું થઈ સુઈ છે? (પાસે જઈ ગભરાતાં) આ તો મહારાણી! ચાલ કુમારિકાને વાત કરૂં! (જાય છે.)

[ લક્ષ્મી, વિદ્યા, કલા, જીવકોરનો પ્રવેશ ]

વિદ્યા (ગભરાઈ ખોળામા માથું લેતાં)—માતા!

લક્ષ્મી—મા, હાય, ઓ મા!

વિદ્યા—બ્હેન! આ ગભરાવાનો સમય નથી! માતાને આવી ગઈ છે! (કલાને) કલાદેવી, જરા ઠંડુ પાણી અને પંખો લાવે જીવકોર! મામાને બોલાવી લાવો!

( કલા તથા જીવકોર જાય છે )

લક્ષ્મી—હવે અમારૂં શું થશે? ઓ મા! મા! (રૂવે છે.)

વિદ્યા—બ્હેન આ રડવાનો સમય નથી! તારા પાલવથી પવન નાંખ!

( લક્ષ્મી, પાલવથી પવન નાંખે છે.)

( કલાનો પ્રવેશ. વિદ્યા પાણી છાંટે છે. રાણી કંઇક હોંશમાં આવે છે. )

લક્ષ્મી—રે પ્રભો! ઓ મા!

વિદ્યા—ચૂપ! (બુદ્ધિ હોંશમાં આવે છે. ચારે કોર જુએ છે.)

વિદ્યા— કેમ છે?

બુદ્ધિ—કંઇ નહિ, જરા ચક્કર આવી ગઇ હતી!

( હૃદયેશ્વર તથા જીવકોરનો પ્રવેશ )

હૃદયેશ્વર—કેમ, શું હતું?

બુદ્ધિ—ખાસ કશું નહિ! માથે ગરમી ચહઠી ગઈ હતી!

હૃદયેશ્વર—હવે તો ઠીક છે ને? (બધાને) તમે બધાં હવે અહીંથ જાઓ! કશી હરકત નથી. હું અહીં છું. ( બધા જાય છે એટલે બુદ્ધિને ) બહેન, આવી રીતે ગભરાવાનું કશું પ્રયોજન નથી. વિચારો કે તમે આર્યસંતાન છો! તમારા તરફથી તો ઘણી આશા રાખવામાં આવે છે.

બુદ્ધિ—ભલે, હવે ધીરજ રાખીશ!

હૃદયેશ્વર—અત્યારે તો સમય સંભારીને કામ કરવાનું છે.

(પડદો પડે છે)

## પ્રવેશ ૫ મો

**સ્થાન**—બજાર

**સમય**—બપ્પોર

(ચાર પાંચ માણુસો આવે છે.)

૧—એમ ? પછી શું બન્યું ?

૨—પછી શું ? મહારાજા જાળમાં ફસાઇ ગયા અને અધિકાર માયાવીને દઇ દીધો.

૩—લ્યો, હવે તો મહારાજને આનન્દ કરવા આડે બીજ રહીજ નહિ !

૧—(વચમાં) હજુ ઘણું બાકી છે !

૨—જુઓ, કાલે ઢંઢેરો પીટાઇ ગયો છે કે આજથી અધિકાર મહારાજે માયાવીને આપી દીધો છે. જે માયાવીની ઉલંઘશે, તે શિક્ષાપાત્ર લેખાશે !

૧—બરાબર !

૨—બરાબર નહિતો ?

૪—સંભળાય છે કે કામ કરવામાં માયાવી બહુજ હોં: એને જે કોઇ પણ મલવા જાય છે, તેની સાથે બહુજ અ મીઠી જીભાનથી વાતચીત કરે છે !

૫—આપણા મહારાજા ત્યારે કયારે વાત કરતા નહે

૪—તોપણ ફેર ! કેટલી તકલીફ પડતી ? પહેલા દરવ જાઓ, ખવાસની તાબેદારી ઉઠાવો અને કિસ્મત હોય તે પાર ! નહિ તો હવા ખાઓ !

૫—મહારાજનો એમાં શો દોષ ? ભલે ગમે તેટલો હોય, પણ એ બધું ચંદરોઝ ! વળી આપણાથી એના વિચાર જુદા !

૪—એ તો વળી ઘણુંજ સરસ ! એથી એ બધાની સાથે સમાન વ્યવહાર રાખશે !

૫—પરદેશી ! પરધર્મી ?

૪—પરદેશી શું ને દેશી શું? પરધર્મી શું ને ધર્મી શું ?

૫—પરદેશી-પરધર્મી પોતાની જેમ બધાને સમાન રાખશે કે ?

૪—હા !

૫—હાજીહા કરવાનો જમાનો આવ્યો છે!

૪—સાચી વાત છે!

૫—શું ધૂળ સાચી વાત છે ? તો પછી અધિકારી શામાટે થાય ?

૪—નામની ખાતર.

૫—રહેવા દો એ તમારો ડહાપણનો ભંડાર. મને તો હવે વિનાશકાળ પાસે દેખાય છે!

૪—તમારો વિનાશકાળ પાસે આવ્યો હોય તો ખબર નહિ !

૫—આ તમારી ભૂલ છે!

૪—તમારીજ ભૂલ છે. જુઓ આટલા દિવસમાં તો કંઇ સ્કૂલ અને હોસ્પિટલ તૈયાર છે ! સડકો બંધાઇ ચૂકી છે. રેલગાડી બનીગઇ છે !

૫—તો હવે થોડાજ દિવસોમાં લહેરી બની જવાના. આંખો જવાની. જરાજરામાં થાકી જવાના !

૪—તમે આજે દારૂના બાટલા ચડાવ્યા લાગે છે!

૫—તમારે માટે તેની પણ સગવડ સારી છે!

૪—તમે મોં:સંભાળીને વાત કરજો; નહિ તો હમણાં જોવા જેવી થઇ જશે!

૫—તો શું અમે મુડદાલ છીએ? તરત દાન ને મહા પુન્ય !

૪—બસ કરો; વધારે ચીંચી જવા દો !

૫—તો પછી તમે પણ વધારે ભૂંકવાનું જવા દો !

૨—(બન્નેને) ભાઇઓ! જવા દો-જવા દો!

૪—જુઆ તો ખરા ! આ નાલાયક કેવડો છે!

૫—બસ, એ વાત જતી કરો.

૧—ભાઇઓ! હું તમને બન્નેને હાથ જોડું છું. માફ ક...!

(એટલામાં મોટર ભોં ભોં કરતી ઝડપથી નીકળી જાય છે.)

૧—(ગભરાઇ) આ કયું જાનવર ગયું તે?

૨--અરે, ગાડી છે; જાનવર નથી।

૧—એમ તે કંઇ હોય! એને જોડેલા નથી બળદ કે ઘો...

૨—નહિ, કંઇજ નહિ!

૧—તો, એ પોં પોં કોણ બોલતું હતું?

૫—એતો વ્હિસલ છે?

૩—તમે અહીં નવા આવ્યા લાગો છો.

૪—કેમ? ઉદાસ કેમ થઇ ગયા?

૧—અરે યાર! શું કહું? મારી અક્કલ તો ગૂ... ગઇ...

('ડબલ રોટી' 'બિસ્કિટ' વગેરે આવે છે.)

૧—આ શું છે?

૨—ખાવાની મઝાહ! એ છે 'ડબલરોટી'-'બિસ્કિટ'!

('સોડા લેમન' વગેરે આવે છે;)

૧—વળી આ શું?

૨—એ સ્વાદિષ્ટ અને શુદ્ધ જળ છે!

૧—તો હું પણ પીઉં!

૨—લઈ લો, લઇ લો—એક આનામાં બોટલ આવે છે!

૧—અરેરે, પાણીની બોટલ આવે છે! ધરમ કેમ રહેશે?

૨—શું ભાગી જશે? જુઓ આ ચાહ, બીડી વગેરે!

૧—ચાએ ટાળ્યું શીરામણ, બીડીએ ટાળ્યો હોકો;
'જે જે' એ ટાળ્યા રામરામ, ત્યાં કરવો કોનો ધોખો'

[આમ બોલતો ચાલ્યો જાય છે; બધા ગૂસપૂસ વાતો ક... જાય છે.]

(પડદો ઉચકાય છે)

✾

## પ્રવેશ ૬ ઠ્ઠો

**સ્થાન : સરલસિંહનો મહેલ**

**સમય :** રાત્રિ

(**મીનાક્ષી**ના હાથમાં હાથ રાખી **સરલસિંહ** ઉભો છે. શરાબમ ચકચૂર છે.)

**સરલ**—**મદિરા** પ્યારી ! આવો અને મઝેથી નાચો ! (**મીનાક્ષીને** ગ્લાસ આપી) મદભર **મદિરાક્ષી** ! (**મદિરાના** હાથ પકડે છે.) નાચો, નાચો, મારા હાથ પર નાચો ! (**મદિરા** હસી નીચું જુએ છે)

**મી૦**—સાંભળતી નથી મહારાજ કહે છે તે ?

**સરલ**—પ્યારી દિલદાર ! મદિરા !

**મી૦**—હજૂર ! મારાથી તે શરમાઈ છે ! હું જાઉં છું. (પ્રસ્થાન)

**સરલ**—વ્હાલી કેમ ? આજે આમ શાથી ?

**મદિરા**—(હસીને) નાથે મને ઠગી લીધી.

**સરલ**—કેવી રીતે ?

**મદિરા**—મને આપે પ્રેમજાલમાં ફસાવી દીધી, હું આપને પરાયા ગણતાં ભૂલી ગઇ !

**સરલ**—તેના બદલામાં હું તમને ખૂબ પ્રેમ કરીશ !

**મદિરા**—[હસીને] ખરેખર, એમજ !

**સરલ**—હા, જ્યાં લગી આ તનમાં પ્રાણ છે !

**મદિરા**—નાથ, મને કશું સૂઝતું નથી !

(**બુદ્ધિ** છૂપાઇ રહી જુએ છે.)

**સરલ**—(મદિરાને બગલમાં રાખી) બીજી બગલવાસી દિલદાર કયાં ગઇ ?

**મી૦**—( પ્રવેશ કરી ) હુજૂર, હું હાજર છું. (બીજી બગલમાં લપાઈ જાય છે. )

**સરલ**—દિલભર, દિલારામ, તમે બન્ને આનન્દ આપો છો!

**મી૦**—પણ—

**સરલ**—બોલો, સંકોચ વિના બોલો !

**મી૦**—બસ, એટલુંજ કે આ બદનપર આ વસ્ત્ર સુંદર નથી લાગતાં!

**સરલ**—તો પ્યારી ફેશન! તમે જણાવો! તમારી ઇચ્છા મુજબ હું પોષાક પહેરીશ!

**મી૦**—બહુજ સારૂં હજૂર! (પ્રસ્થાન)

(**મી૦** ડ્રેસ લઇ આવે છે. બન્ને મળી **સરલસિંહ**ને પહેરાવે છે.)

**બુદ્ધિ** (સ્વગત)—મન, તું આટલું બધું વ્યાકુળ થા મા! જરા, ધીરજ રાખ! અફસોસ, હું મારા નાથને દુરાચારિણી સ્ત્રીઓના મોહમાં ફસાયલા જોઇ રહી છું: પણ આ વખતે તો સહન કરવુંજજોઇશે!

**સરલ** (કપડાં પહેરતાં)—કેમ, હવે હું કેવોક લાગું છું?

**મી૦**—શું કહેવું?

**સરલ**—હવે તો સર્વ રીતે હું તમારા યોગ્ય બની ગયો ને?

**બુદ્ધિ** (પ્રકટ થઇ)—હા મહારાજ! એતો હું પણ કહી શકીશ!

(ત્રણે તેને જોતાં ચકિત થાય છે.)

**બુદ્ધિ**—ધન્ય છે નાથ! ધન્ય છે તમને!

**સરલ** (ક્રોધમાં)—રાણી આ શું? તમે આવી રીતે આવી અઘટિત કામ કર્યું છે!

**બુદ્ધિ**—મહારાજ! જ્યારે મેં જાણ્યું કે આપના શરીરમાં કાંઇક ગડબડ જેવું છે. ત્યારે મારે આવવું પડ્યું! પણ નાથ! આ બે જણી કોણ છે?

**સરલ**—હવે તમારે એ વિષયમાં પૂછવાનો કશો અધિકાર નથી. તમે હવેથી આજ્ઞાધિકારિણી સ્ત્રી નથી!

**બુદ્ધિ**—નાથ, મેં શી આજ્ઞા ન માની?

**સરલ**—તમારૂં અહીં એકાએક આવવું એ ઓછું છે?

બુદ્ધિ—પ્રાણનાથ ! આપના તરફનું મારૂં કર્તવ્ય કંઇ ઓછું નથી !

સરલ—મને એમાં વિશ્વાસ ન હોય તો ?

બુદ્ધિ—એટલે આપણા હાથની વાત નથી ! કારણ કે ધર્મની સાક્ષીથી આપ મારો હાથ ગ્રહી મારા બન્યા છો, એ આપને સ્મરણમાં હશે જ.

સરલ—પણ તું મને શિખામણ કેમ આપી શકે ? હું ભલાઇ બુરાઇ બરાબર સમજી શકું છું !

બુદ્ધિ—તે કેવી રીતે? શાસ્ત્રમાં લખ્યું છે કે રોગને સમયે, વિષયવાસનાની પ્રાપ્તિના મોહમાં, પુરુષ પોતાનું કર્તવ્ય ભૂલી જાય તો સ્ત્રીએ સમયોચિત ઉપદેશ કરવો !

સરલ—પણ આ વખતે હું તારી પાસેથી શાસ્ત્ર નથી સાંભળવા માગતો ! અને તે પ્રમાણે હું ચાલી શકનાર પણ નથી !

બુદ્ધિ—આપ ચાલો કે ન ચાલો, પણ મારે તો મારી ફરજ બજાવવીજ જોઇએ. એટલા માટે હું આ બન્નેને આજ્ઞા કરૂં છું કે અહીંથી સત્વરે નીકળી જાય અને ફરીથી અહીં આવવા સાહસ ન કરે !

( મીનાક્ષી તથા મદિરાક્ષી જવાનો ઢોંગ કરે છે. )

સરલ ( મીનાક્ષી તથા મદિરાક્ષીને )—ઉભાં રહો ! તમે જતાં નહિ, (બુદ્ધિને) રાણી ! રાણી ! તમે મારો અનાદર કરો છો ? હું આજે તમને સ્પષ્ટ સમજાવી દઉં છું કે આ બન્નેને ઉદ્દેશી તમારે છે શું ? એ બે મારા પ્રાણથી પણ અધિક છે ! ભલે મારૂં સર્વસ્વ જાઓ, ભલે તું પણ જાય ! અરે ! મારા પ્રાણ પણ જાઓ; પરંતુ હું તેમને 'જાઓ'–એમ નથી જ કહેનાર !

(બુદ્ધિ મૂર્છિત થઇ પડી જાય છે. સરલસિંહ મોં ફેરવી લે છે. મીનાક્ષી તથા મદિરાક્ષી રાણીની તરફ હાથના ઇશારા કરે છે.)



# જાલીમ જલ્લાદ

## અંક ૨ જો : પ્રવેશ ૧ લો

**સ્થળ** : માયાવીનું દિવાનખાનું
**સમય** : રાત્રિ

( અધિકારપ્રાપ્તની ખુશીનો જલસો : ઉંચે આસનપર માયાવી તથા આસપાસ સર્વ લોક ખૂરસીઓ પર બેઠા છે. નાચ થઇ રહ્યો છે. ત્યાર પછી નૃત્યબાલાઓનું પ્રસ્થાન )

**માયાવી**–(ઉઠતાં) મહેરબાનો, આજે હું તમને જોતાં બહુ જ ખૂશ થાઉં છું. આજના દિવસથી આપણે હવે વધારે નજદીક આવી શકયા છીએ. આપણે હવે એક ભાવથી એક સૂત્રમાં રહી શકીશું, એવો આ આજનો પ્રસંગ ઓછો સુખદ નથી. શું કરૂં ? મને આજે મળેલ અધિકારની જરા યે સ્પૃહા નહોતી–આશા ય નહોતી; પરન્તુ મહારાજાના હૂકમને ટાળવાની મારામાં સંપૂર્ણ અશક્તિ છે. મેં એક જ આશયથી આનો સ્વીકાર કર્યો છે. એ આશય જણાવતાં મને ક્ષોભ થાય છે; પણ ભડકતો નથી. સેવાધર્મનો જાણે આજે મેં અંગીકાર કર્યો છે. **सेवाधर्मः परम गहनो योगिनामप्यगम्यः** આ મહાન સૂત્રને હું ઘણા જ વખતથી સેવતો આવ્યો છું. એ વિરાટ દર્શન આજે મને આ કાર્યમાં થાય છે, એમ જણાવું તો મને

અતિશયોક્તિનો ગુલામ નહિ બનાવો એવી આશા છે. પણ આવા મહાન્ ઉદ્દેશને હું શી રીતે સમજાવી શકીશ? એમ ગીતાજીના કર્તવ્યવાદને યાદ કરતાં **कर्मण्ये वाधिकारस्ते मा फलेषु कदाचन** નું મીઠું મધુરૂં સ્મરણ કરાવતાં મને અત્યાનંદ થાય છે. હું પ્રભુને અંતઃકરણ પૂર્વક પ્રાર્થના કરૂં છું કે મારી ઉકત અભિલાષાઓને સિદ્ધ કરવાનું સામર્થ્ય આપે. અત્યારે કશું વિશેષ કહેવા કરતાં કરી બતાવવાનું હું ઠીક સમજુ છું. હવે હુ મારૂં લેકચર-વકતવ્ય-ખતમ કરી મીસ્ટર મનમોહનને, કંઇક બોલવા તસ્દી લેશે, એમ વિનવું છું. (બેસે છે.)

મનમોહન—ભાઇઓ! આજે ઓછા આનંદની વાત નથી કે આપણા રાજ્યને ચલાવનાર એક યોગ્ય મહાનુભાવ છે. બસ, આપ હવે થોડા સમયમાં જ આ રાજ્યની અંદર ભરપૂર એશઆરામ અને સુખનાં સાધનો જોઇ શકશો. પરમાત્માને ધન્યવાદ આપવો ઘટે છે કે આપણા સારા નરસાનો વિચાર કરવા માટે બહુ જ સુયોગ્ય અને બુદ્ધિમાનને મોકલેલ છે. હવે મારૂં વ્યાખ્યાન એટલું કહી સમાપ્ત કરીશ કે આપણા વર્તમાન અધિકારીની આજ્ઞા પાળી આપણાં કલ્યાણ કરવા હરેક પ્રકારે તેમને સહાયભુત બની ઉત્સાહિત કરવા જોઇએ. જુઓ છો? વર્તમાન શાસનકર્તાએ આપણા સંરક્ષણ માટે કેટલી જબરદસ્ત ઉત્તમ સેના તૈયાર રાખી છે! બસ, હવે આપણા સારા દિવસો આવી ગયા સમજી લ્યો! (બેસે છે.)

માયાવી—(ઉઠતાં) હવે વખત વધારે થઇ ચૂકયો છે, એટલે સર્વ કોઇ જઇ શકે છે (સર્વ અભિવાદન કરતાં જાય છે. માયાવી, મીનાક્ષી અને મનમોહન રહે છે. નોકર સામાન ઉઠાવે છે.)

માયાવી—અફસોસની વાત છે કે આજે મેડમ મદિરાક્ષી નથી.

મીનાક્ષી—મહરાજને મૂકી મદિરાએ આવવું ઠીક ન વિચાર્યું, કારણ કે—

મનમેમોહન—(ટૂંકાવી) જ્યાં લગી એ લોક આપણી વિરૂદ્ધ નહિ જાય, ત્યાં લગી તો નિરાંત છે!

**માયાવી**—એ તો હું પણ જાણું છું.

**મીનાક્ષી**—તો હવે વખત શા માટે ગુમાવવો? હવે તો તમારા હાથમાં સર્વ સત્તા છે.

**માયાવી**—મિસ્ટર **મનમોહન**! કાલે એ કામદારોને કહી દો કે તમે કશા કામના નથી, એટલા માટે તમને રજા આપવામાં આવે છે.

**મનમોહન**—અને પ્રજા કદાચ કંઇ નવાજૂની જગવશે તો?

**માયાવી**—તેને માટે વખતે સૌ પાંસરૂં બની જશે!

**મીનાક્ષી**—કાલે શહેરમાં બધે મિઠાઇ વ્હેંચાવરાવો!

**મનમોહન**—હાઃ એ યુક્તિ બરાબર છે!

**માયાવી**—ઠીક, તો કાલે એમ થવા દો, એટલે આપણા પાસા પોબાર છે!

**મીનાક્ષી**—જનાબ, હું જવા ઇચ્છું છું. મદિરા મારી રાહ જોતી હશે.

( **મીનાક્ષી** જાય છે. )

**મનમોહન**—સરકાર, આજ બહુ ગમ્મતની વાત સુણાવું?

**મા**—શી?

**મનમોહન**—જ્યારે હું અહીં આવતો હતો, ત્યારે બન્ને કુમારીઓ પણ બાગમાં જતી હતી. તેમની ગાડી સાથે મારી ગાડી અથડાઇ પડી.

**માયાવી**—સરલસિંહની બન્ને છોકરીઓને? બહુ જ હસીન છે, એમ સાંભળવામાં આવ્યું છે.

**મનમોહન**—બસ, કંઇ પુછો જ નહિ!

**માયાવી**—તમે મને તે બતાવી શકશો?

**મનમોહન**—તેઓ પ્રગટમાં નથી આવતી એટલે તે રસ્તે નિરૂપાય!

**માયાવી**—કોઇપણ રીતે તેમને નહિ જોઇ શકાય?

મનમોહન—એક કરામત છે! દુનિયા ઝૂકતી હય ઓર ઝૂકાનેવાલા ચાહિએ! સાયંકાળે નિત્ય બાગમાં જાય છે.

માયાવી—એમ? તો પાસા પોબાર છે! ઠીક, કાલે આપણે બાગમાં જઇએ!—

મનમોહન—(વાત ટૂંકાવી) આ–બરાબર છે! એમ બને ખરૂં!

માયાવી—કાલે જરૂર આવજો. હવે રાત બહુ વીતી ગઇ છે. એટલે તમે જઇ શકો છો!

મનમોહન—જઇ શકું છું જરૂર, કારણુ કે પાસા પોબાર છે! સલામ, સાહેબ સલામ! (પ્રસ્થાન)

માયાવી—(સ્વગત) વાહ! રસ્તો એની મેળે સાફ થતો જાય છે! રાજ્યનો કોઇ સાચો શુભેચ્છક હોય તો આ હૃદયેશ્વર માત્ર છે! તે કાંટો દૂર કર્યે જ છૂટકો! કોઇ પણુ માર્ગે એને ચોપટ કરી દેવો. સાવ સદાને માટે સૂવાડી દેવો એ મારી મનોરથસિદ્ધિ માટે એકદમ જરૂરી છે! સરલસિંહની છોકરીઓ જેવી મારા દેશમાં મેં બધી રીતે સર્વરુપ–ગુણસંપન્ન સાંભળી હતી, તેવીજ હસીન છે ખરી? જો આ વાત ખરે જ સાચી હોય તો બસ મીનાક્ષી અને મદિરાક્ષીને અહીં મૂકીને જ એમને ઉપાડી નાશી જ જાઉં; વાહા, પછી શું? પાસાપોબાર!

( પ્રસ્થાનઃ પડદો પડે છે. )



## પ્રવેશ ૨ જો

**સ્થલ:** બાગ

**સમય:** સાયંકાળ

( લક્ષ્મી. વિદ્યા અને કલાનો પ્રવેશ )

કલા—તમે અહીં આવી બહુજ ઉત્પાત મચાવી મૂકો છો!

લક્ષ્મી—કેમ ? તમારા કામમાં કંઇ વિઘ્ન આવે છે ?

કલા—હા.

વિદ્યા—કયા કામમાં ?

કલા—હું અહીં ફૂલોની સુન્દરતા જોવાને અને સુગન્ધ ભોગવવાને માટે આવી છું. પણ તમને જોતાં જ કોણ જાણે શાથી તે મને શું યે થાય છે ? બિચારાં ફિક્કાં પડી જાય છે. તમારી સુગન્ધિ એમની સુગન્ધને શોષી લે છે.

વિદ્યા— કંઇ મગજ ફરી ગયું છે કે શુ !

લક્ષ્મી—ભેટપૂજા કરવા ચાહો છો કે શું ?

કલા—નાં રે બહેન, ના ! હું તમારી ભેટપૂજા ના લઇ શકું, કારણ કે મારી પાસે આપવા કશું નથી, પણ ધીરજ રાખો, સમય આવી લાગ્યો છે. તમને પૂજાને યોગ્ય પાત્ર મલી આવશે !

લક્ષ્મી—બસ ચૂપ !

કલા—હાસ્તો, હાલને માટે તો બસ ચૂપજ !

વિદ્યા—જવા દો એ વાતને ! જુઓ આજે આ નવાં ફૂલોને જુઓ !

લક્ષ્મી—હા: ફલ છે તો બહુ જ સરસ !

કલા—તમે જરા ઉભાં રહો, હું હમણાં જ એક ફૂલ લાવું છું.

વિદ્યા—સાંભળો, નવાં ફૂલ સિવાય કંઇ ગુલાબ, ચમેલી, ચંપો પણ લાવો; એમનાં રૂપગુણ સરખાવીએ.

( માલણ આવે છે. )

માલણ—આ આપને માટે ભેટ લાવી છું. આમાં બધી તરેહનાં ફૂલ છે.

વિદ્યા—બસ કલા ! હવે તમારે કષ્ટ નહિ ઉઠાવવું પડે ! (એક ફૂલ લઇને) આ જુઓ નવું ફૂલ ! બહુજ રંગીન છે. ( સૂંઘી ફેંકી દે છે. )

લક્ષ્મી—અરે ! આ શું ?

વિદ્યા—રંગીન તો બહુ જ મઝાનું છે, પણ તેનામાં સુગન્ધ જરાયે નથી.

લક્ષ્મી—(બીજું ફૂલ લઇ) જુઓ આમાં હશે. (સૂંઘી ફેંકી દે છે.)

કલા—અરરર ! તમને બધાને આજે આ શું થયું છે? ફૂલોને કેમ ફેંકી દ્યો છો ! કલાપી શું કહે છે, તે તમે જાણો છો ?

"સૌન્દર્યો વેડરી દેતાં સૌન્દર્ય ના મલી શકે"

અને એક બીજી વાત પણ છે. તમારી શું ભૂલ થતી નથી કે નરી સુન્દરતા જોઇ સુગન્ધની પણ સાથે સાથે આશા રાખો છો ? સાંભળો :

**જગતમાં ભાત ભાતનાં ફૂલ !**

વિશ્વતણી રચના રચવામાં પરબ્રહ્મ જ્યાં મૂલ—જગતમાં૦
કોઇ સુગન્ધિત, કોઈ રૂપાળું, યૌવનભર કો ફૂલ;
ફૂટે પ્રભાતે હર્ષભર્યું તે સમીસાંજ મહીં એ ડૂલ—જગતમાં૦
મ્હોરે, ન મ્હોરે મઘમઘતું ફૂલ ચૂંટી લે ત્યાં અતૂલ:
પામરજીવન, સમજી શકે ના દૈવીજીવન મૂલ—જગતમાં૦
પરબ્રહ્મની અટપટી માયા કરતી સૌ મશગૂલ;
દિવ્યદૃષ્ટિ સમજે તેને સોનું ચાંદી ધૂલ—જગતમાં૦

વિદ્યા—બરાબર કહ્યું : એ બધું ધૂળ છે; પરંતુ (ગુલાબ હાથમાં લેતાં) આ ગુલાબ છે. (સૂંઘીને) અહા ! કંઇ મઝા આવે છે !

લક્ષ્મી—(ફૂલ લઇ) ચંપો ! (સૂંઘીને) જુઓ, આ સિદ્ધાંત આમાં આવી શકશે કે કેમ ?

કલા—નહિ.

વિદ્યા—મહારાજે તેમને કેવુંક સ્થાન આપ્યું છે ?

કલા—જેમ માયાવીને અધિકાર આપ્યો અને મદિરાક્ષીનો તેમજ મીનાક્ષીનો સત્કાર કર્યો.

વિદ્યા—હા...હા ! એ બન્ને મને કાલે મલવા આવી હતી.

કલા—પછી ?

વિદ્યા—મેં કહી દીધું કે મને સમય નથી.

કલા—પછી ?

લક્ષ્મી—પછી મારી પાસે આવી. તેમનો બાહ્યાડંબર આંજી નાંખે તેવો છે; પરંતુ વાતચીત પરથી મને જે સમજાયું તે આ છે; મદિરાનો સ્વભાવ જરાક તીખો છે અને મીનાક્ષીમાં તો મને જરાય સાર દેખાયો જ નહિ (મનમોહન અને માયાવી છૂપી રીતે આવે છે.)

મનમોહન—કેમ સાહેબ, મારી વાત બરાબર છે ને ?

માયાવી—હા, પણ એમાં મોટી કોણ છે ?

મનમોહન—પણે, જે આ બાજુએ ઉભી રહી છે ને, તે !

માયાવી—ઠીક ! એનું નામ વિદ્યા છે, હસીન તો આ પણ છે; પણ લક્ષ્મીની વાત સાંભળી શકાતી નથી. વારુ, એ હમણાં શું બોલી—

મનમોહન—(વચમાં) સાંભળો મહેરબાન ! જુઓ, એ વાતો કરે છે !

કલા—લક્ષ્મીબહેન શો વિચાર કરી રહ્યાં છો ?

લક્ષ્મી—તમે શો વિચાર કરો છો ?

કલા—પહેલાં તમે કહો એટલે હું બોલીશ !

લક્ષ્મી--નહિ, પહેલાં તમે બોલો.

કલા--પહેલા મેં તમને પૂછ્યું છે, એટલે તમે જ બતાવો.

લક્ષ્મી--શું બતાવું? મેં વિચાર તો બહુ જ કર્યો હતો, પણ હવે તો હું એ વાત જ સાવ ભૂલી ગઈ છું.

(માયાવી અને મનમોહન પ્રગટ થાય છે. કુમારીઓને અભિવાદન કરે છે. લક્ષ્મી અને વિદ્યા વિસ્મિત તેમજ ક્રોધિત થઇ મ્હોં ફેરવી લે છે.)

મનમોહન--આજ આપને મળવા માટે મિસ્ટર માયાવી પધાર્યા છે.

કલા—તેઓશ્રીને અહીં કોઇ મળવા માટે જરાય ચાહતું નથી અને ઇંતેજાર પણ નથી.

માયાવી--(કલાને) ચૂપ રહો! વચમાં વગર માગ્યું ડહાપણ કરવાનું શું કારણ? અમે તમારી જોડે વાતચીત કરવા માગતા નથી. તમે એક મામુલી ઔરત છો.

કલા--આ તો ચોર કોટવાળને દંડે, એ વાળો ન્યાય થયો! તમારી સાથે હું વાતચીત કરવા કયારે માગું છું એ જ હું સમજી શકતી નથી.

મનમોહન--કલા! આંખો ખોલો! જાણો છો કે તમે જેની સાથે જીભા-તોડ કરો છો, એ મહોદયશ્રી કોણ છે? જો વધારે વાર આ અવિવેકી રીતભાત અખ્ત્યાર કરશો, તો એના પરિણામમાં આ ફાની આલમને સત્વરે ત્યાગવી પડશે!

વિદ્યા- (મનમોહનને) શું કહ્યું? ત્યાગવી પડશે? એ આલમ કોને ત્યાગવી પડશે, એનો ખ્યાલ છે ખરો! યાદ રાખો, જ્યાં લગી વિદ્યા આ સંસારમાં હયાત છે, ત્યાં લગી કલાનો વાળ વાંકો કરનાર કોઇ મરદ હું જોતી નથી.

મનમોહન--તમારે શ્રીમતી વિચારવું ઘટે છે કે આ સમયમાં વિશેષતા કોની છે?

વિદ્યા—તમારી વિશેષતા છે? તમે એક અજાણ્યા માણસને અહીં સહસા લઇ આવતાં જરા ય શરમાતા નથી?

માયાવી—આપના દીદારની સખ્ત તમન્ના જાણી અમારે અહીં આવવાની મધુમધુરી તસ્દી લેવી પડી છે!

વિદ્યા—બસ મહારાજ! અમે આપની સાથે વધારે વખત વાતચીત કરવા નથી માગતાં અને વધુ પ્રસંગ પાડવાનું અમે હિત-કર માનતાં પણ નથી.

મનમોહન—વિદ્યાદેવી! એમ બોલાય કે? આવો અમુલો અવ-સર વારે વારે કંઇ ઓછો આવે છે! એમની સાથે વાત કર્યા વિના તે કંઇ ચાલે! મારી સમજ પ્રમાણે તો એમની સાથે તો તમારે મિત્રતા સાધવી જોઇએ! કારણ કે એ બાબતમાં આપનું સ્પષ્ટ હિત સમાયલું હું મારી આંખે નિહાળી રહ્યો છું. કહો. કહો, હું કેટલું સુંદર અને હિતાવહ બોલી રહ્યો છું!

માયાવી—અને હું પણ આપની સૌ રીતે ખાતિર બરદાસ કરવા રાજી ન હોઉં, એ તે કંઇ શક્ય છે? આપની મનમોહન મૂર્તિને હું નથી વિસરી શક્યો, એ વિષયમાં આપ ખાતરી માગશો, તો જરૂર હું કેટલીયે રજૂ કરી શકું એમ છું। બોલો પાસા પોબારને?

કલા—(દાંત પીસી) ખબરદાર! જો વધારે શબ્દ બોલ્યા તો? યાદ રાખજો કે હવે જરા પણ આગળ બોલ્યા તો મારે તમને ગરમાગરમ હલવો ચખાડવો પડશે!

મનમોહન—કલા! તમે અણસમજુ લાગો છો! તમે વચમાં માથું મારવાનું ભૂલશો તો ઠીક છે, નહિ તો તમે જણાવો છો તે ગરમાગરમ હલવાનો સ્વાદ સ્વહસ્તે ચાખવો પડશે! સાંભળો—

ના બોલવામાં માલ છે; છો સહીસલામત મૌનમાં,
થાતા ઢીંગો જે થાય છે; જોયા કરો સૌ મૌનમાં;

દરિયાવની મીઠી લહર જો માણવી તો મૌનમાં,
સમજુ તમે સમજી જઇ આનન્દ જાણો મૌનમાં!

સમજ્યાં; દુનિયા ઝૂકતી હય, ઔર ઝૂકાનેવાલા ચાહિએ !

માયાવી—બોલો ત્યારે અમારી વાત-વિનતિ સાંભળશો ને?

લક્ષ્મી--અમે જરા પણ સાંભળનાર નથી! (ત્રણે જાય છે.)

માયાવી—(દીર્ઘ શ્વાસ લઇ) મિ૦ મનમોહન! આ ત્રણે ઉપર મારી તબીયત બગડી જાય છે! હું સાચું કહું છું કે જો મને આ બે મલી જાય તો હું તેમને ઉપાડી ઘેર ચાલ્યો જાઉં અને પછી આ રાજ્ય તમારૂં એકલાનું જ થઇ જાય!

મનમોહન--શાંતિ રાખો! બધું ઇચ્છા મુજબ થઇ રહેશે! **यादृशी भावना यस्य सिद्धिर्भवति तादृशी** પણ એક વાત છે કે જ્યાં લગી કલા, કૌશલ્યકિશોર અને વ્યાપાર સ્વતંત્ર છે, ત્યાં લગી આપણું કશું નભી શકનાર નથી.

માયાવી—જો એમ જ હોય તો પ્રથમ હું એમના પર જ હાથ ઉપાડું--

ઝટપટ કરૂં સફાચટ હવે તો ધીમાનું શું કામ!
કોઇ રીતે પણ દિલવર બન્ને ઉપાડું મુજ નામ!
પાપ ધર્મની વાતો ચૂકી;
કરૂં ઝપાઝપ ધાતો પૂરી;
વાંકું, સીધું, ન્યાયી. અન્યાયી કામ કરૂં હું તમામ!

(પડદો પડે છે)

❦

## પ્રવેશ ૩ જો

**સ્થલ:** ઘેમાજીનું ઘર

**સમય:** બપ્પોર

( ઘેલીનો હાથ પકડી ઘેમાજી આવે છે. )

ઘેમાજી—ગભરાય છે કેમ? આવ, આવ, સાચું કહું છું કે તું આ ડ્રેસમાં બહુ જ સુંદર દેખાય છે.

ઘેલી—ઉંહું, ઉંહું : મને સતાવો નહિ–મારો હાથ છોડી દો.

ઘેમાજી—શરમાય છે શેની? આ ડ્રેસ, તારા અનુપમ રૂપમાં ઓર વધારો કરે છે!

ઘેલી—ના, ના, પણ મારે એ નહિ જોઇએ, પછી શું? મને સતાવો નહિ! તમને આ શી ઘેલછા લાગી છે? હ્યો તમે લાજ મર્યાદા મૂકી એટલે મને પણ સાથે બેશરમ બનાવવા માગો છો?

ઘેમાજી—નહિ, નહિ; એ જમાનો હવે તું સદંતર ભૂલી જા! તું સમજે નહિ ને ડહાપણ કરે, એ કેમ પાલવશે? જો સાંભળ, તને આ બધું એક બે દિવસ શરમ આવવા જેવું લાગશે, પણ માઝા મૂકી દઇશને એટલે કંઇ ઓર મઝા આવશે, પછી તો એં, તું મને બેશરમ બનાવી મૂકશે! સમજીને? પણ આ શું કર્યું? આવડી મોટી ભૂલ? મારે તો તમને કહેવું જોઇએ ને? આપથી સંબોધન થવું જોઇએ! આ તો નારીસન્માનનો જમાનો છે! રાણી મીનાક્ષી અને મદિરાક્ષી પાસેથી હું કંઇ ઓછી સભ્યતા શીખી લાવ્યો છું જે!

ઘેલી—એટલે?

ઘેમાજી—એટલે એજ કે મારે હવે 'તું'ને બદલે 'તમે' કે 'આપ' કહેવું જોઇશે.

ઘેલી—મને એ તમેથી દમશો, તો સાર નહિ કહાડો ! મને એથી સુખ થવાને બદલે દુઃખ થશે !

ઘેમાજી—કેદી કે ગુલામી દશાનો માણસ બોલી શકે, એવું જ આપ બોલો છો ! ભલે; પણ બીજી વાત આપ જાણો છો–મારી સાથે નાચવું પડશે, નાચવું–સમજાય છે, હું કહું છું તે ?

ઘેલી—હું કદિ તેમ નાચીશ નહિ !

ઘેમાજી—ગઝબ કહેવાય ! તું આ સુધરેલી સદીમાં–ભૂલ્યો, આ ફેશનેબલ દુનિયામાં રહેવામાં માન સમજશો, તો નાચવામાં હરગિઝ વાંધો નહિ ઉડાવી શકો; અલબત્ત, હું સ્ત્રીસ્વાતંત્ર્યમાં માનનાર ઉમદા પ્રાણિ છું, માટે કહું છું કે શરમાવાની બિલકુલ જરૂર નથી. હું પણ સાથે નાચીશ.

મારી પ્યારી, મારી પ્યારી, ના શરમાવો મારી જાન,
મધુરી મેના નાચો નાચો, વીસમી સદીનું સ્ત્રીસન્માન,

ઘેલી—

નિર્લજ્જતાની પ્રેમમસ્તી એ પ્રેમ નામને ના શોભે;
હૈયાહોળી એ રમવાથી સ્ત્રીઅપમાન જ થાયે છે.

ઘેમાજી—તમે તો ખૂબ ભોળાં જણાઓ છો !

ઘેલી—હા, ખૂબ જ: આમ જ તમે મને છેતરી !

( જીવકોર ડોશીનો પ્રવેશ )

ઘેમાજી—બસ, બરાબર છે ! તમારી ગર્દન આમ રાખો ! જરાજી, કમર લચકાવો ! બસ, પગની સાથ પગ, પાની સાથે પાની ! જરા જ કસર રહે છે ડેને ! હાં ચાલો ! ચલતી રાખો !

જીવકોર—( સ્વગત ) આજે આ શો તમાસો માંડયો છે ? આ ઉલ્લુ ઉડાઉ અને ચકમ બની ગયો છે ! ( ધ્યાનથી જોઇ દાંત પીસીને ) આ કયી વાંદરી છે ? ઓહો ! આ તો ઘેલી ! ઓતત્તારીની ! મારા ઘરમાં આ, શી ધમ્માચકડી માંડી છે જે ?

ધેમાજી—( ધેલીને ) હાથને બરાબર ઠેકાણે રાખો !

જીવકોર—( લાત મારતાં ) તમે પણ તમારા દિમાગને બરાબર ઠેકાણે રાખો ! ( ઘેલી શરમાતી નાશી જાય છે. )

ધેમાજી—કેમ મા ! આ શું ? એક જવાન ઉમ્મરલાયક પુત્ર ઉપર હાથ ઉગામવો એ ઘટિત છે કે ? હવે એ જૂના જમાનાના ઘરડા દહાડા વહી ગયા ! સમજી ડોકરી !

જીવકો—જો, તું મારો દીકરો છે, એટલે મારૂં માનવાની તારી પહેલી ફરજ છે !

ધેમાજી—બિલકુલ નહિ ! માર ખાવાની મારી ફરજ ? બસ, વાતવાતમાં લાત ચોડી દેવી ?

જીવકોર—તો બીજું શું થાય ? તમે તો હમણાં તો બહુરૂપીનો વેષ ધારણ કર્યો હતો ને ? નિકળ, નાલાયક. મારા ઘરમાં ઉત્પાત મચાવે છે, ને મને પાછો ડરાવે છે કેમ ?

ધેમાજી—એ ડોશી ! આ ઘર તમારૂં નથી, પણ મારૂં છે, એ સમજો છો ? જુઓ, આ કાયદાનો જમાનો છે. કાયદાની બારીકાઇ તમારાથી નહિ સમજાય ! એટલે આ ઘર મારૂં છે ! બાપ પછી બેટા હક્કદાર વારસ છે ! સમજી ડોકરી !

જીવકોર—એમ ? તારૂં છે ?

ધેમાજી—ખચીત ! હવે રંગ તદ્દન બદલાઇ ગયો છે ! તમે લોકો કાયદા જાણો નહિ, અને માથું પકવી નાંખો ! બસ, અમે જેટલું તમને ભણાવીએ, એટલું તમારે કબુલ રાખ્યે જ છૂટકો !

જીવકોર—વાહ, ખૂબ ચડયો લાગે છે ?

ધેમાજી—આ એક તમારી ગંભીર ભૂલ થાય છે ! જો તમારે તમારૂં જીવતર નભાવી લેવું હોય તો આ જૂની આંખે નવા તમાશા આંખ મીચી જોયા સિવાય છૂટકો જ નથી ! અમે નૌજવાન જે કંઇ કરીએ, તેને સલામ દીધ્યે જ રાખો; એમાં જ તમારી સલામતી છે ! કાં ડોકરી, મારી વાત ગળે ઉતરે છે કે નહિ ?

જીવકોર—બસ હવે બહુ થયું ! આ તારૂં પુરાણ બંધ કરે છે કે કેમ ?

ઘેમાજી—(સ્વગત) અફસોસ, હજારો અફસોસ : આ ડોશીપર મને દયા આવે છે; પણ શું કરું ? કાયદાની ઝીણવટમાં આ ડોકરી ઝપડાઇ જશે, સાફ થઇ જશે ! (પ્રકટ) એ સાંભળે છે ? આ કાયદા-બાપાનું રાજ્ય ચાલે છે, કાયદા બાપાનું !

જીવકોર—હમણાં જ થપ્પડ લગાવી દઇશ; સમજ્યો મૂરખ !

ઘેમાજી—શું કરે ! બિચારી ઘડપણમાં અક્કલ ગૂમાવી બેઠી છે ! સાઠી બુદ્ધિ નાઠી, એ કેમ ખોટું પડે ! જમાનાના નવા ચશ્મા આંખે પહેરવાની એની તાકાત લાગતી નથી. હું દરેક માબાપને કિમતી છતાં મફત સલાહ આપુ છું કે બજારમાંથી બની શકે તો એકવીશમી સદીનાં ચશ્માં પહેરી લે !

જીવકોર—ઉભો રહે ઓ સલાહ આપનાર કૂતરા, ઉભો રહે ! (મારે છે)

લે, લેતો જા; આ એક; આ બે. કાં હવે મગજ ઠેકાણે આવે છે કે નહિ ?

ઘેમાજી—ના માર, મને ના માર, હું કહું છું કે લાચાર !

જીવકોર—

યાદ રાખ, કહું છું કે યાદ રાખ :
આ ઠુંસા દઉં દશબાર !

ઘેમાજી—ઓ બાપરે !

જીવકોર—લેતો જા, લેતો જા ! કાયદાનું છે રાજ્ય !

ઘેમાજી—ભુલ્યો બાપ, ભૂલ્યો બાપ, બળજોરીનું કામ !

( બન્ને જાય છે; પડદો ઉપડે છે. )

## પ્રવેશ ૪ થો

**સ્થળ:** માયાવીની પ્રાઇવેટ રૂમ

**સમય:** બપોર

**( માયાવી તથા મનમોહન )**

**માયાવી**—હૂકમ કહાડો અને જાણવા દો કે તેઓ હવે કામ બરાબર કરે. આપણી ઇચ્છા મુજબની તેમની ફરજમાં કોઇપણ રીતે ગફલતી ન થાય એ ખાસ જોવું. અને પછી ? બસ પાસા પોબાર !

**મનમોહન**—હજૂર ! આપના હૂકમ મુજબ જ બધાનો અમલ થવા સર્વને જણાવવામાં આવશે; પરન્તુ એ ચાર માણસો તદ્દન બગડી ગયા છે. જરાપણ સાંભળતા નથી. જો આપ આ સંબંધમાં સખ્તાઇથી જણાવો, તો પછી દુનિયા ઝૂકતી હય ઔર ઝૂકાનેવાલા ચાહિએ.

**માયાવી**—વારૂ; એમનાં નામ જણાવશો ?

**મનમોહન**—ધર્મદાસ, કર્મચન્દ, અને સત્યનારાયણ સ્વચ્છન્દે જ વર્તે છે !

**માયાવી**—ઠીક, તેવા માણસો જરાપણ બેઅદબી કરે કે તુરત જ તેમને ગિરફ્તાર કરવા એટલે પછી પાસા પોબારને ?

**મનમોહન**—જી મહેરબાન !

**માયાવી**—હજી એક વાત બાકી રહે છે !

**મનમોહન**—બેલાશક તે વાત સેવકને ફરમાવો !

**માયાવી**—ખર્ચ અધિક થાય છે અને આવક એકદમ કમતી છે !

**મનમોહન**—બરાબર છે હજૂર ! બે ચાર બાબતમાં જ ખર્ચ પ્રમાણમાં ઘણું વધી ગયું છે અને હાલ તુરતમાં જ બે નવાં ખર્ચ કરવામાં આવ્યાં છે !

માયાવી—હા, પણ કરીશું શું? જે ખર્ચ થયાં છે, તે તો થવાંનાં જ ને?

મનમોહન—જરૂર થવાનાં: થવાંજ જોઇએ!

માયાવી—જુઓ, જે ખર્ચ થાય છે તે તો આપણી સહિસલામતી માટે જરૂરનાં જ છે! અને એવી જ રીતે આપણા પાસા પોબાર છે! શું સમજ્યા?

મનમોહન—નહિ તો આટલી ફોજ તથા જાસૂસો રાખવાનું કામ શું હોય? આપણે માથે એમાં ભાર શો છે? ભરનાર ભરે છે અને ભોગવનાર ભોગવે છે! પ્રજાને નિશ્ચિત બનાવવાને બહાને આપે એમની પાસેથી કાયદેસર હથિયાર છીનવી લીધાં એ પણ સારૂં કર્યું કહેવાય! હથિયાર વિનાની પ્રજા ડરપોક અને બાયલી બને છે, એટલે ભવિષ્યમાં આપણી સામે નહિ જ થઇ શકે અને આપણે સ્વચ્છન્દે રાજપાટ ખેલી શકીશું. મનપસંદ રમણીઓ રાખી શકીશું, વફાદારીને નામે પ્રજાને ગુલામ બનાવી શકીશું અને આમ કંઇ કંઇ મોઝ માણી શકાશે, એના પર કોણ હાથ નાંખી શકનાર છે?

માયાવી—બરાબર છે. વાહ! તમારા જેવા કુનેહબાજની જ્યાં લગી મને હાર્દિક સહાય છે ત્યાં લગી લોકો જખ મારે છે (સ્વગત) ઘર ફુટે ઘર જાય, તે આનું નામ! [પ્રગટ] બસ, એટલા જ માટે કેળવણીનું ખર્ચ ઓછું કરી જમા ઉધારના આંકડા સરખા કરવા જરૂરી છે. છતાં ન પહોંચાય તો બીજા અનેક રસ્તા છે! કેમ, પાસા પોબારને?

મનમોહન—બરાબર છે! એમ જ થવું જોઇએ! આપના હુકમનો સખ્ત અમલ કરવો, એ મને એકદમ રૂચે છે!

માયાવી—બસ ચાલો, તો કહું તેમ કરશો એટલે પાસા પોબાર છે! (બન્નેનું પ્રસ્થાન)

(પડદો પડે છે.)



## પ્રવેશ ૫ મો

**સ્થળ** : બજાર

**સમય** : બપોર

( પાંચ સાત નગરવાસીઓ આવે છે. )

૧--પૈસાની શી વિસાત છે ? આરામ મઝાહ કેવાંક છે તે ?

૨--અને પૈસો પણ શો એટલો બધો લાગે છે ! પહેલાં જ્યારે રેલ્વે નહોતી ત્યારે બળદગાડીમાં આવવું જવું પડતું હતું. એ લોકો રોજના રૂા. ૨) તો લેતા જ અને વધારેમાં વધારે દિવસમાં ૧૦ માઇલ લઇ જાય. આજ રૂા. ૨)માં ૧૦૦ માઇલ ત્રણ કલાકમાં; અને કોઇપણ જાતનો ભય નહિ.

૩—બસ, અત્યારે શા આરામના દિવસો આવ્યા છે ! જરા બટન દબાવીએ કે બહાર ચન્દ્રમા પ્રકાશી નીકળે જ.

૪—અરે ! સ્વર્ગ છે સ્વર્ગ ! રામરાજ્યને પણ ભૂલાવી દે, એવી વૈકુંઠની મઝા ભોગવીએ છીએ ભાઇ ! (પાંચમાને) કેમ ભાઇ, તમારો શો અભિપ્રાય છે ?

૫--મારો અભિપ્રાય તમને નહિ રૂચે ! મારી પાસે કડવી છતાં સાચી વાત છે ! હવે દિવસે દિવસે આપણી ખરાબી નજદીકમાં આવતી જાય છે !

૧--ઓહ ! એ શી રીતે ?

૫--શી રીતે ? હાલ ઘઉંનો શો ભાવ છે ?

૨--૭ શેર

૫--આજથી દશ વર્ષ પહેલાં શો ભાવ હતો ?

૬--સોળ શેર.

૫—બસ, ત્યારે આ ખરાબી નહિ તો પછી બીજુ શું ?

૧--એમાં શી ખરાબી થઇ? આજકાલ માલ દેશાવર જાય છે એથી મોંઘવારી થઇ છે.

૫--પણ તેમાં આપણને નુકશાન કે ફાયદો?

૧--નુકશાન શી રીતે? ફાયદો જ. દેશાવરમાં માલ જાય છે, તેના દામ આવે છે ને?

૫--એક રાતી બદામ નહિ.

૧--તો?

૫--તમારૂં જ જૂતું અને તમારૂં જ મ્હોં; એ વાળી વાત છે!

૨--રહેવા દો, એ તો જોયા તમને અક્કલના ઓથમીર.

૨--લાલચંદ પાસે ઠીક પૈસા થયા છે હોં!

૩--કેમ ન થાય? પણ આજે શો બજાર છે?

૨--પાટલા ૨૮।।, ભરૂચ ૪૯૫. બોલો તમે શા ઘાટમાં ફરો છો?

૩--ભાઇ, અમારી તો અક્કલ ગૂમ થઇ ગઇ છે. મારા વિચારનું તો કંઇ ઠેકાણું જ નથી.

૫--પેલી માટે દાગીના ઘડાવો દાગીના!

૩--જુઓ, તમે વચ્ચે વગર કારણની વકીલાત ન કરો તો સારૂં!

( ઘેમાજી ફેશનેબલ ડ્રેસમાં આવે છે. )

સર્વ--ઓહો! જેટલીમેટ સાહેબ, આવો! વાહ, આજ તો ચગ્યા લાગો છો!

ઘેમાજી--શું કરીએ મારા મહેરબાન! આજકાલ આની જ કદર થાય છે. કાલે હું દેશી કપડામાં સજ્જ થઇ ઑફિસમાં ગયો હતે તો નોકરે મારૂં અપમાન કર્યું. આજે આ ડ્રેસમાં ગયો તો ઝૂકી ઝૂકીને મી. ઘેમાજીને સલામો પર સલામો ભરી.

૩--(પાંચમાને) લીજીએ જનાબ! સુનલીજીએ!

૫--તેમાં પણ આપણી જ ભૂલ છે!

ઘેમાજી—કેમ દોસ્ત ! તમે મારો આ ડ્રેસ જોઇ બળી જાઓ છો કે શું ?

પ—હા !

ઘેમાજી—કેમ ?

પ—કારણ કે વગર પૈસે ભાંડભવૈયાના તમાશા જોવાય છે !

ઘેમાજી—શું હું ભાંડભવૈયો ? જરા વિચારીને બોલો !

પ—નકલ કરનારને ભાંડ ભવૈયો જ કહેવાય. તમે તમારા દેશનો પરાપૂર્વથી ચાલ્યો આવતો પોષાક તદ્દન મૂકી દઇ માત્ર વગર સમજ્યે નકલ કરી એટલે એની જ ઉપમા શોભે !

( એક વિદ્યાર્થી આવે છે. )

વિદ્યાર્થી—અરે ભાઇઓ ! કૃપા કરીને કહો કે મારા ચશ્મા કોઇએ દીઠા છે ચશ્મા ?

સર્વ—ના ભાઇ, અમે તો નથી જોયા !

વિદ્યાર્થી—અરે ! પૂરી કમબખ્તી યારો ! આજે વળી રવિવાર છે, એટલે બધી દુકાનો પણ બંધ ! પરીક્ષાના દિવસો એકદમ પાસે આવી ગયા છે ! રે, રાતે હું શું કરી શકીશ ?

૨— શું તમે ચશ્મા વિના નથી વાંચી શકતા ?

વિદ્યાર્થી—જરાય નહિ ? ચશ્મા વિના કેમ ચાલી શકે ?

પ—(બધાને) જોયો આ કમજોરીનો તાદૃશ નમૂનો ? આ પહેલાં કદિ આ ઉમરે આ સ્થિતિ સાંભળી હતી ? ભાઇ, તમે શું ભણો છો ?

વિદ્યાર્થી—હું ? શું ભણું છું ? હું હાલમાં પ્રીવીઅસમાં છું.

પ—કેટલો વખત થયાં ભણો છો ?

વિદ્યાર્થી—આ મારા ભણતરને શરૂ થયે બાર બાર વર્ષનાં વાણાં વાયાં છે !

પ—વાહ, ઠીક બોલી શકો છો ! ભલા, પ્રીવીઅસ પાસ કરી શું કરશો ?

વિદ્યાર્થી—આગળ ભણીશ અને છેવટે બી૦ એ૦ થઇશ.

પ—પછી ?

વિદ્યાર્થી—કોઇ સ્કૂલમાં માસ્ટર બની જઇશ; રેલ્વેમાં કે કોઇ ઑફિસમાં કલાર્ક રહી જઇશ !

પ—શરૂઆતમાં શું મલી શકે ?

વિદ્યાર્થી—પહેલવહેલાં તો ચાલીશ, પચાશ કે સાઇઠ !

પ—રોજના ?

વિદ્યાર્થી—નહિ; મહિનાના.

પ—જુઓ, ચૌદ પંદર વર્ષની માથાફોડ પછી મહિને ચાળીશ, પચાશ કે સાઇઠ !

૪—ચૌદ વર્ષ લગી કોઇ ધંધાદારી કામમાં જોડાઇ ગયા હોત તો કામ શીખાત અને પાંચ સાત હજાર રૂપિયા કૂટી કઢાડયા હોત !

વિદ્યાર્થી—સાચી વાત ? હા, ખરેખર સાચી જ વાત છે. અમે આટલું બધું ભણીએ છતાં નોકરીની ચિંતા અને નોકરી મલે છતાં પરતંત્ર-ગુલામી જીંદગી ગાળવાની અને તે પણ પેટીયા પૂરતું જ :

મોટી મોટી વાતો કરતાં માસ્તર મુજને ભણાવે છે !
કોઇ વિષયનો ખરો ભેદ તો બીલકુલ ના સમજાવે છે !
અદ્દમ સદ્દમ વાતો કરતા ઉલ્ટી રાહ બતલાવે છે !
સમય વિતાવા ખાતિર સાહેબ ગપ્પાં સપ્પાં શીખવે છે !
હાથ પગ સૌ એવી રીતે સોટી જેમ સૂકાયે છે !
આંખોએ અંધાપો આવ્યો ચશ્મા વિણુ ના ચાલે છે !

[ પડદો ઉપડે છે. ]



## પ્રવેશ દરમો

**સ્થળ:** નિર્જન વન

**સમય:** સાયંકાળ

( હૃદયેશ્વર આવે છે. )

હૃદયેશ્વર—ચિત્ત! દુ:ખી શાને થાય છે.? તારાથી આ અવસ્થા નહિ સહેવાતી હોય, કેમ ? કેવુંક સુંદર દશ્ય છે! સામે પહાડ જુઓ! કેવું સુહાગ સૌભાગ્ય! કેટલો સ્થિર છે પહાડ! કેટલો સહનશીલ છે! આ વૃક્ષને જો! વાયુરૂપી પ્રેમીના આલિંગનથી રોમાંચિત થતાં ચંચલતા ઉદ્ભવે છે. પોતાના વક્ષ:સ્થલમાં સ્થિત પક્ષિઓના કલરવરૂપી પ્રેમસંભાષણથી તેને મુગ્ધ કરી રહેલ છે. તેમનામાં મસ્ત રહી ખેતરોમાં વિશ્રામ લે છે! પણ જગતમાં આ શું પરિવર્તન ?

સત્ અસત્ સંસારમાં નઝરે મને સમજાય નહિ,<br>
સુન્દર મહેલો અનિલતીર ઉભાં રચ્યું નિર્ભય બની;

શું શું થવા મન ચિન્તવે! પ્રભો! દયામય! આ બધું શું થઇ રહ્યું છે? ગુરુદેવ! અમારી શી દશા થઇ ગઇ!

નાથ! તમે જો સકળકર્ત્તા પછી આમ બનેયે કેમ!<br>
કોઇ ખેલે ને, કોઇ ક્રન્દે,<br>
કોઇ સુખી ને દુ:ખી વળી એમ:<br>
દિવા પાછળ અંધારૂં શાને ?<br>
સુમતિ પાછળ કુમતિ શાને ?<br>
પુણ્યજીવનમાં આવે શાને—<br>
જીવનવ્યાપી દુ:ખ રૂહેણુ ?<br>
પાપની શક્તિ બલવંત ભારી<br>
વિશ્વ સકલ પર કેમ ?

આધીન પ્રાણી વિશ્વનિયંતા,
કર્મફળને આધીન વસતા,
સમજું નહિ હું એ જગપિતા,
આ વિધિવિધાન તેમ!
કે પાપીની મુક્તિ શી રીતે?
ને નામ દયામય હોયે કેમ?

( પડદો ફાટે છે. શિલાપર જ્ઞાનાનન્દ બેઠેલા છે. )

હૃદયેશ્વર—( સાષ્ટાંગ નમસ્કાર કરી ) ગુરુદેવ, રક્ષણ કરો! સ્વામિન, આપની હયાતીમાં અમારી આ દશા થાય?

જ્ઞાનાનન્દ—ધૈર્ય ધરો! કહો શું થયું?

હૃદયેશ્વર—મહારાજ! રાજ્યની પાયમાલી થવા બેઠી છે. રાજા મોહાન્ધ બન્યો છે અને પ્રજા અત્યાચારથી પીડાય છે. તેના વિરોધી આજે કારાવાસનાં કારમાં દુઃખ, મહેલસુખ ગણી સ્વીકારી રગદોળાય છે.

જ્ઞાનાનન્દ—આટલા ગાભરા ના બનો! સુખ પછી દુઃખ અને દુઃખ પછી સુખ આવ્યા જ જાય છે! પરમાત્માની લીલા અપાર છે! સૃષ્ટિમાં સારા નરસા તરફ તેમનું સદા ધ્યાન હોય છે જ.

હૃદયેશ્વર—પણ નાથ! અમારાથી એવાં શાં કુકર્મ થયાં છે કે જેના દણ્ડમાં અમારે આ દારૂણ દુઃખ ભોગવવાં પડે છે.

જ્ઞાનાનન્દ—અપરાધ વિના દંડ અશકય છે!

હૃદયેશ્વર—પ્રભો! અમને તે જણાવો!

જ્ઞાનાનન્દ—જેવી ઇચ્છા. સૃષ્ટિના પ્રાણીઓમાં ભેદભાવ રાખવો, સ્પૃશ્ય અસ્પૃશ્યના વર્ગો પાડી એકથી બીજાને અધમ ગણી તિરસ્કારવા, સ્ત્રીઓને ફકત ભોગવિલાસની સામગ્રી માનવી અને મનુષ્યોમાં ઘૃણાયુકત પંક્તિભેદ રાખવો તે બધા અપરાધ નથી તો શું છે? વળી ઉપરાંત દેશની કારીગરી જોખમાય છે, છતાં તે તરફ આંખ મીંચાય

તો તે આઘાતનો પ્રત્યાઘાત થાય તેમાં નવાઇ શી ? તમારા જ શરીર પર વિદેશીનો ભાર લદાયો છે એ કેટલું હાસ્યાસ્પદ છે !

હૃદયેશ્વર—નાથ ! હવે અમારી આંખો ખુલે છે ! પ્રભો ! અમે અમારી સ્થિતિ હવે સમજતા લાગીએ છીએ !

જ્ઞાનાનન્દ--જ્યાં લગી તમારો સ્વાર્થ ભસ્મીભૂત નહિ બને, જ્યાં લગી તમારા હૃદયમાંથી દ્વેષભાવ સમૂલો નહિ જાય-ગળી નહિ જાય, જ્યાં લગી તમે સર્વ મનુષ્યોને સમાન નહિ લેખતા થાઓ; ત્યાં લગી એ જ દશા સમજવી ! ઘેરઘેર રેંટીઆનો પુનરૂદ્ધાર કરો અને તેના સૂતરનાં વસ્ત્રો પરિધાન કરો !

હૃદયેશ્વર—સ્વામિન્, હવેથી હું એ દુર્ગુણોને હઠાડવા પ્રયત્ન કરીશ ! રેંટીયાનો પ્રચાર થાય તેવા હરેક પ્રયત્નો આદરવા આજથી હું જાત હોમીશ !

જ્ઞાનાનન્દ—બસ, જો તમે તમારૂં કલ્યાણ ચાહતા હો તો દ્વેષને સ્થળે પ્રેમને સ્થાપો. મને પણ, પ્રજા અત્યારથી મુક્ત થાય એવી અંતઃકરણની ઇચ્છા છે.-ચિંતા છે. બસ જગદંબા પર ભરૂંસો રાખો. આપણા રક્ષણ અર્થે જુઓ-માતા ત્રિશૂલધારી આપણી સન્મુખ દર્શનાર્થે ખડાં છે !

> જનની જ જન્મભૂમિ પ્રિય એ સૂત્ર ઉરમાં સ્થાપજો,
> જય ભારતી, જય હિંદ દેવી, જયજય બધે પ્રસરાવજો;
> જય શક્તિ, દુર્ગા, પ્રેમમાયા સર્વ સુખ સંચારતી,
> માતા જગતની સાચવી સૌ સંકટો નિવારતી !

(જાય છે. )

[ પડદો પડે છે. ]



## પ્રવેશ ૭ મો

**સ્થળ** : બજાર

**સમય** : સાયંકાળ

( **જ્ઞાનાનન્દની સાથે ચાર નગરવાસીઓ આવે છે.** )

**જ્ઞાનાનન્દ**—ખરેખર, તમે દુ:ખી જ છો ?

**૧**—હા મહારાજ, અમારી હાલત એકદમ દયાજનક થઇ પડી છે. પૂરૂં પેટ ભરીને અન્ન પણ ખાવા મળી શકતું નથી. આજે અમારે અન્નને ને દાંતને જાણે વેર થઇ પડયું છે.

**૨**—હવે અમને સાફ સાફ સમજાય છે કે જે સ્થાનમાં અમે રહીએ છીએ તે અમારૂં નથી. વળી બીજું શું ? આ શરીર પણ અમારૂં નથી રહ્યું. આજે અમારૂં પોતાનું ઘર પારકું થઇ પડયું છે. જાણે અમારાં બાળબચ્ચાં પણ અમારાં રહ્યાં નથી.

**૩**—રે કમબખ્તી, અમે ફેશનમાં ફસાઇ પડી, અમારી પાયમાલી નોતરી છે. આજે દરેક માટે, દરેક ચીજ માટે સૌની એકસરખી ગરજ અમારે માટે ખડી જ છે.

**૪**—અમારી અખૂટ કહેવાતી, કુબેરભંડારની સંપત્તિ પણ હવે ધીરે ધીરે ઘસાવા લાગી છે.

**જ્ઞાનાનન્દ**—વિચાર કરો એટલે સમજાશે કે એમાં કોનો દોષ ? મોહમાં ફસાઇ પડી પગપર કુહાડા મારો એમાં કોનો દોષ ? આપસઆપસમાં દ્વેષ રાખવો, વૈરભાવ વધારવાં—આ બધા સુખના માર્ગ ક્યારે ગણાયા છે ? એક વસ્ત્ર જેવી વસ્તુપર તમે પરાવલંબી રહો, એ ઉદયનો માર્ગ ક્યારે લેખાયો છે ?

**૧**—નાથ ! આપ સર્વ રીતે સમર્થ છો. અમને એવો કોઇ ઉપાય બતાવો, જેથી અમારાં સૌ દુ:ખ ફીટે ! અમે અમારાં

અત્યારનાં આ કપડાં આપની સદ્બુદ્ધિ મુજબ ત્યાગવા તૈયાર છીએ; પણ નિરાધાર અને નિર્ધન સ્થિતિ આડે આવે છે !

**જ્ઞાનાનન્દ**—નિરાધાર અને નિર્ધન તમે પોતે માની બેઠા છો ! પરભૂમિને અમીરસ પાનારના તનૂજોને મ્હોડે આ દીનતા નથી શોભતી ! સારી આલમને શોભાવનાર, અધ્યાત્મજ્ઞાનમાં અતિ પ્રાચીન, સંસ્કારિતામાં પુરાતન, ગૌરવભૂમિને શોભાવનાર એ સંતાનો ! તમને તમારી શક્તિની વિસ્મૃતિ થઇ છે ! હિંદુસ્તાન એટલે કર્મભૂમિ અને એની સરખામણીમાં અન્ય દેશો એટલે માત્ર ભોગભૂમિ. પરભોમના મૃત્યુમાનવીઓની સરખામણીમાંય ઉભા રહેવાની તમારી શક્તિ ક્યાં ગૂમાવી દીધી છે ! આર્યાવર્તની સંસ્કૃતિના ચોપડા ખોલતાં આજે જર્મની, અમેરિકા, જપાન વગેરે ગર્વ છલકેલાં રાષ્ટ્રો મ્હોંમાં આંગળી ઘાલે છે ! એવી તો તમારી નૌત્તમ મનોમુગ્ધકારી આ અમ્મર રસપાતી ભૂમિ છે.

૨—પ્રભો, આજે અમારાં અજ્ઞાનપડળ દૂર થયાં છે, અમે આપને તાબે છીએ.

**જ્ઞાનાનન્દ**—સમજી લ્યો કે રાત વીતી ગઇ છે. તો ઉતારો તમારાં એ પરાધીનતાની બેડી રૂપ વસ્ત્રો અને પહેરો આ ખાદીનાં સુખમય અને શ્રેયમય વસ્ત્રો. છતાંય એટલું તો ભૂલશો ના કે-

કરણી તેવી પાર ઉતરણી તે નક્કી સંસારી રે,
કરશો તેવું ભરશો ભાઇ ! એમાં શી લાચારી રે :
પ્રેમ વેચીને દ્વેષ ખરીદો, સ્વારથહિત વ્યાપારી રે,
કર્યાં પછી પસ્તાવો તેની જાણો આ બિમારી રે ;
અહંકારની મદિરા પી પી સૂતા નિદ્રા ભારી રે,
સાધી સારો અવસર તસ્કર દોડ્યો લઇ ધન પ્યારી રે :

તમારી દુર્દશા પરસ્પર ધૃણાથી જ થઇ છે. એટલાજ માટે તમે જેને

જેને ધિક્કાર્યા હોય તેને પ્રેમના પવિત્ર જલથી ધોઇ નાખો. જાતિ, ધર્મ અને આચાર વિચાર ભિન્ન હોવા છતાં તમારા પરસ્પર વજ્ર-ભૂત સંબંધને ભૂલશો મા. અન્યાય કરનાર પર પણ ક્રોધિત ન બનો. ક્રોધમાં હિંસાત્મક કામ ન કરો; પરંતુ અહિંસા અને ક્ષમાના દુર્જય શસ્ત્રોથી અન્યાયીની સામે થવું યોગ્ય છે. આત્મિક બલનો સંચય કરો. બસ, તે જ વખતે તમારૂં દુઃખ તુરતજ નાશ પામશે.

સર્વ—જેવી આજ્ઞા. ( સર્વનું પ્રસ્થાન )

( પડદો ઉપડે છે. )



## પ્રવેશ ૮ મો

**સ્થળ:** રાજમહેલ

**સમય:** પ્રભાત

( **માયાવી** તથા **મનમોહન** )

**માયાવી**—બરાબર છે! એજ રસ્તે આપણા પાસા પોબાર છે! તમે જાઓ સરલસિંહ તથા તેમની સ્ત્રીને લઇ આવો!

**મનમોહન**—ઠીક: જેવો હૂકમ!

**માયાવી**—( સ્વગત ) હવે શી પરવા છે? જખ મારે છે લોકો! રાજાની પણ શી દરકાર છે? આપણા પાસા પોબાર છે! સીધી રીતે માનશે તો ઠીક છે, નહિ તો આડે લાકડે આડો વેહ! જરા ચૂચાં કરશે તો મારી પાસે લશ્કર તૈયાર છે. એક, બે, ત્રણમાં બધો મામલો ખતમ થશે! બસ ખુલ્લમખુલ્લા. આ રસ્તે પાસા પોબાર છે! (**મનમોહન, સરલસિંહ** તથા **બુદ્ધિનો** પ્રવેશ )

**મનમોહન**—હજુર, રાજાસાહેબ આવી ગયા છે.

**માયાવી**—( જોતાં ) ઓહ સલામ! રાજા સાહેબ સલામ!

**સરલ**—સલામ: આપે તો મળવાનું હવે છોડી દીધું છે?

**માયાવી**—માફ કરશોજી. મને જરાપણ ફુરસદ નથી મળતી. આજે હું આપની સાથે એક અગત્યની વાત છેડવા માગું છું.

**સરલ**—કહો.

**માયાવી**—મેં સાંભળ્યું છે કે આપને બે પુત્રીઓ છે?

**સરલ**—છે.

**માયાવી**—તેમના લગ્નની વ્યવસ્થા મેં કરી દીધી છે.

**સરલ**—મને સમજણ ના પડી. સમજાવો.

**માયાવી**—હું પરદેશી એ બન્નેની સાથે લગ્ન કરવા રાજી છું.

બુદ્ધિ—પણ તમને એ ડહાપણ કરવાનું કોણે કહ્યું હતું ?

સરલ—(માયાવીને) મિસ્ટર માયાવી, આ શું બોલો છો ?

માયાવી—તમારે તમારી બન્ને પુત્રીએ મને પરણાવવી પડશે.

સરલ—( ક્રોધમાં ) નહિ, એમ કદાપિ બની શકશે નહિ.

બુદ્ધિ—( માયાવીને ) માયાવી, આ કેવું સાહસ ? ભલા માણસ, એવું કદિ થઇ શકતું હશે ખરૂં ? તમારૂં આ સાહસ અક્ષમ્ય છે.

માયાવી—અક્ષમ્ય હશે તો ક્ષમ્ય થશે અને એવું નહિ થઇ શકતું હશે તો થઇ શકશે. બોલો, આટલું તો નક્કી છે. મારે તો તમને એટલી જ વિનંતિ કરવાની રહે છે કે તમે તમારી રાજીખૂશીથી સહમત થાઓ તો સારૂં ; નહિ તો મારે—

સરલ—નહિ તો શું તમે જબરદસ્તી વાપરશો ? આ તે તમારી વિનંતિ કે ધમકી ? શું તમારી એટલી મજાલ છે ખરી ? ધ્યાન રાખજો, હું એક રાજા છું.

માયાવી—બેશક, આપ રાજા જ છો. પણ આપ નામના રાજા અને હું ધારૂં તે કરી શકું એટલે સાચો રાજા !

સરલ—એમ ? આ સફાઇ ? ઉપકાર પર આ અપકાર ? નીચ, હરામી ! યાદ રાખજો કે હજી મારા હાથ સબળા છે. તમારૂં બધું ધાર્યું બરબાદ કરવા તૈયાર છું.

માયાવી—તમારા આ ખાલી ખ્યાલો જ છે. વધારે બોલવામાં કશો માલ નથી. આજ કાલ હવે અમારા જ પાસા પોબાર છે.

મનમોહન—રાજા સાહેબ, વાત સાચી છે. હજૂર ઠીક ફરમાવે છે. એમના કથન પ્રમાણે વર્તવામાં આપણી લાજ રહેલી છે.

સરલ—ચૂપ રહો મનમોહન, આજે મેં જાણી લીધું કે તમે પણ મારા સત્યાનાશની જડ ઘાલવામાં ભળેલા છો.

માયાવી—રાજાસાહેબ, આપ આ વિષયમાં બરાબર વિચાર કરી જુઓ તો સારૂં.

**મનમોહન**—હાજી, આપે ફરીથી વિચાર કરી જોવો એ આપના કલ્યાણની વાત છે.

**બુદ્ધિ**—મનમોહન, તમે તમારી દુષ્ટતા રહેવા દો. [માયાવીને] માયાવી, તમારી વાત સ્વીકારી શકાય તેવી નથી. ફરીથી સ્પષ્ટ ઇન્કાર સંભળાવું છું.

**માયાવી**—હું તમારી સાથે વાત કરતો નથી. હું રાજાસાહેબને પૂછું છું. તમે વચમાં ન બોલો.

**બુદ્ધિ**--શું કહ્યું ? વચમાં ન બોલો ? યાદ રાખજો કે હવે મહારાજ મારી સંમતિ વિના કશું પણ કરનાર નથી.

**સરલ**--હા, હું મારી કન્યા તમને નથી જ આપનાર !

( માયાવી તાલી બજાવે છે. સિપાઇઓ આવી રાજા-રાણીને ઘેરી લે છે. )

માયાવી—બસ; આજથી તમે બન્ને અમારાં કેદી છો.

**સરલ**--એમ ?

( મૂર્છિત થઇ ઢળી પડે છે. બુદ્ધિ પકડી લે છે. )



# જાલીમ જલ્લાદ

## અંક ત્રીજો: પ્રવેશ ૧ લો

**સ્થાન**: રાજકન્યાનો મહેલ
**સમય**: રાત્રિ

(લક્ષ્મી, વિદ્યા અને કલા)

કલા—બહેનો, દુ:ખથી ગભરાઈ જવામાં કશો લાભ નથી! સમય મહા જટિલ છે. કહ્યું છે કે—

સમય સમય બળવાન હૈ, નહિ પુરુષ બલવાન;
કાબે અર્જુન જીતિઓ, એહિ ધનુષ એહિ બાન!

લક્ષ્મી—સખી, દુ:ખનો સવાલ નથી. દુ:ખ કેમ ન થાય? અમારૂં દુ:ખ અમને સાલે છે એમ નથી, હાય! આજ કલેજામાં એ વેદના થઇ રહી છે કે અમારા જ માટે આજે માતપિતા દુર્ગતિ પામ્યાં છે!

વિદ્યા—સૃષ્ટિમાં આવી કૃતઘ્નતા! પોતાના જ માણસે શત્રુને સહાય કરી અને અમને આ સ્થિતિએ પહોંચાડયાં! જોતજોતામાં તો સર્વ નાશ થઇ ગયો. રાજ્ય ભ્રષ્ટ થઇ ગયું. સ્વતંત્રતા સીધાવી ગઇ...હાય!

કલા—જેવું ભવિષ્યમાં હશે તેવું જ થઇ રહેશે. હવે એની

ચિન્તા કરવી વ્યર્થ છે. હવે કેવી રીતે ચાલવું તેનો જ વિચાર ઘડી રાખો એટલે બસ.

**વિદ્યા**—ના, ના; અમે કદાપિ પણ એ દુષ્ટના વિચારોને સહમત થનાર નથી જ તે નથી. ભલે સર્વસ્વ જાય, પણ આ દેહમાં આત્મા છે, ત્યાં લગી એ કશું બની શકનાર નથી.

**કલા**—એટલે શું હું તમને સહમત થવાની સંમતિ આપીશ, એમ માનો છો? કદી નહિ. એ શબ્દો મારા મ્હોમાંથી નીકળશે તે પૂર્વે હું મારૂં મ્હોત ઇચ્છીશ.

**વિદ્યા**—ક્ષમા કરો. દુઃખમાં ચિત્ત સ્થિર નથી રહી શકતું. કહો, ત્યારે આપ શું કહો છો?

**કલા**—એકજ વાત જણાવવાની કે વિપદ્ વખતે પોતાનું સંરક્ષણ કેવી રીતે કરવું તેનો વિચાર કરો.

**લક્ષ્મી**—અમે અસહાય અબળાઓ શું કરી શકીએ એમ છીએ? પણ એટલું તો અવશ્ય અમે કહી શકીએ છીએ કે શરીર ભલે રફે-દફે થાય, પણ અમારા ધર્મને જરા પણ કલંક નહિ જ લાગવા દઇએ!

**કલા**—ભગવાન્ તમારૂં રક્ષણ કરે! બહેનો, હજી મારે બહુ કામ છે એટલે હું હાલ માટે રજા લઉં છું! (પ્રસ્થાન)

**લક્ષ્મી**—રે પ્રભુ! અમારી શી વલે થશે! ભગવન્! તું કયાં છૂપાયો છે?

**વિદ્યા**—બહેન! ચિન્તા ન કરો! ભગવાન સદા આપણી સાથે જ છે!

હૃદયવર, જીવન પ્રાણાધાર!
વન, ઉપવન, સર, સાગર, જળ સ્થળ, નભમંડળ, શશિછાપ:
સુરસરિતા, કાલિન્દીધારા, જ્યાં જોઉં ત્યાં આપ:
જગપાવન લીલા નહિ પાર!
સૂર્યશશિ તારલિયા આધાર!

ગિરિ–ગહ્વર કે નિર્જન જંગલ, સમીર શીળા સુસવાય :
માનસમન્દિર, હૃદયભવન હો; રોમ રોમ ઇશ રાજ્ય :
પ્રભો છો દૂર અદૂર વસનાર ;
જગતવાડી માળી સુખસાર .
ચર અચર કે જડચેતન હો, અણુ પરમાણું વાસ :
મંજુલ કોકિલ પંચકસ્વરમાં કે ગોરીને રાસ :
વસો હો સ્થળ સ્થળ જગદાધાર ;
પ્રેમમય જગલીલા અવતાર .
જીવનધન કે સર્વસ્વ એ, કહો કહો દિલ ચાહ :
ત્રિલોકથી એ ન્યારો તારો, ચહો ચહો દુઃખ જાય :
ભકતજન સકળ તારણહાર ;
ભીડભંજન સ્નેહી દિલદાર .

તુંહિ તુંહિ જ્યાં તંબૂરાએ તાર ઝઝણતા સૂર :
તનતમ્બૂરના તાર ઝઝણતા તુંહિ તુંહિ ભરપુર :
ઝઝણજો ઇશવાહક એ તાર !
નાથ, આ એકજ જગદાધાર !

લક્ષ્મી—બહેન, મારી જમણી આંખ ફરકે છે.

વિદ્યા—ગભરાઓ નહિ, હું તમારી પાસે જ છું.

લક્ષ્મી—હવે શું થશે ?

વિદ્યા—કશું પણ થનાર નથી. (માયાવીનો પ્રવેશ.)

માયાવી—બેહિસ્તની હૂરો !

લક્ષ્મી—(ગભરાઇ) બહેન, બચાવો !

વિદ્યા—(ક્રોધથી) રે, તમે કોણ છો ? આ સમયે–રાત્રિને સમયે આવવાનું શું પ્રયોજન ?

માયાવી—હું મહબ્બતનો ભિખારી છું. ભિખવાને માટે આવ્યો

છું. કસમ ખાઇને કહું છું કે તમને બન્નેને મારા દિલમાં બિછાવી તમારી જ સદા પૂજા કરીશ.

વિદ્યા—ખબરદાર ! આ પવિત્ર મુખથી એવી વાત બોલ્યા તો? ધ્યાન રાખશો કે વધુ લપ્પન છપ્પન કરશો તો પ્રલય ઢળશે. તમે અમારા માતપિતાના શત્રુ પ્રેમની ભિક્ષા માગવા આવ્યા છો ? ધિક્કાર છે.

માયાવી—તમારા રૂપનો હું આશક છું. તમારી સૌન્દર્ય-મદીરા પી હું મસ્ત બની જઇશ! ઓ સૌન્દર્યનાગિણી ! મને રગેરગ તમારૂં વિષ વ્યાપી ગયું છે ! રે, હું તમારી સૌન્દર્યજ્યોતિ આગળ આંધળો બની ગયો છું ! તમારા પિતાને કે માતાને કેદી કરવાનું પણ આટલું જ કારણ છે. તમે મારા પ્રેમને સ્વીકારો એટલે તેમને હું છોડી દેવા તૈયારજ છું. હું સાચું જ કહું છું કે હું તમને મારા જાનથી પણ વધારે ચાહું છું. મારૂં સર્વસ્વ પણ એ ખાતર કુરબાન છે !

વિદ્યા—દુરાચારી મનુષ્ય ! પ્રેમને કલંકિત ન કરો. પ્રતીકાર ચાહનાર સ્વાર્થી, પ્રેમી બની સાહસ ન સ્વીકારો. જાઓ, કોઇ વિષયની દુર્ગન્ધિવાળી ગટરમાં પડી જાઓ—આથડી આવો.

માયાવી—દિલવર, મારા પર પ્યાર કરો. હું મહોબતનો ભૂખ્યો છું—પ્યાસી છું. મને વધુવાર ન તરસાવો. તમારાથી જ મારા પાસા પોબાર છે.

લક્ષ્મી—પાખંડી, ઢોંગ કરવાનું છોડી દો. તમારી આ જાળમાં કોઇપણ ફસાશે નહિ. માટે બસ કરો અને ચાલ્યા જાઓ.

માયાવી—રહમ કરો, મારા પાસા પોબાર કરો.

લક્ષ્મી—નીચ, પાગલ ! અમે તારા સ્વભાવથી ખબરદાર છીએ. તું તારી નીચ આશા છોડી દે. તું અમારાં માતપિતાને છોડવાની મીઠી મીઠી વાતો કરે, એથી અમે ફસાઇ જઇશું નહિ અને વિશેષ પણ સમજાવી દઇએ કે અમે કારાગારથી પણ બ્હીતાં નથી.

**માયાવી**—[લક્ષ્મીનો હાથ પકડી] દિલારામ!

(લક્ષ્મી મૂર્છિત થાય છે.)

**માયાવી**—(વિદ્યાને) દિલવર, તારા પર પણ મારી તબીયત ઠરે છે. હું તારા પર આફરિન છું. બસ, એક જ વાર ગલે—

**વિદ્યા**—ખબરદાર, દુરથી વાત કરો.

**માયાવી**—આમ કંઇ હું ડરનાર નથી. હું તને ગળે લગાડયા વિના રહેનાર જ નથી. (પકડવાનો પ્રયત્ન કરે છે. **વિદ્યા** અહીં તહીં ન્હાસે છે. છેવટે **માયાવી** પકડી લે છે.)

**માયાવી**—ગભરાય છે કેમ? હું તને ખાઇ જતો નથી જતો ને?

**વિદ્યા**—છોડી દે.

**માયાવી**—છોડી દઉં? પ્યારી, તને છોડી દઉં? મળેલો માલ કોણ છોડી દે એમ છે? મારા પાસા આ જ રસ્તે પોબાર છે.

**વિદ્યા**—જુઓ, અત્યાચાર કરવાનું જવા દો, પરમાત્માથી ડરો.

**માયાવી**—ઝગડો જવા દો. મારી સાથે પ્યાર કરશો કે?

**વિદ્યા**—કદિ નહિ.

**માયાવી**—એવું કહો મા. (બલાત્કાર કરવા ચાહે છે.)

**વિદ્યા**—(દુ:ખિત થઇ) હાય: શું આજે જગતમાં અબળાની લાજ રાખનાર કોઇ નથી? (નેપથ્યમાં) અમે છીએ—અમે છીએ:

(કલા, કૌશલ અને **વ્યાપાર**નો પ્રવેશ)

**વ્યાપાર**—(**માયાવી**ને લાત મારી) પાપી! આટલો અન્યાય! અબલા પર અત્યાચાર! શું જાણતા નથી હજી વ્યાપાર જીવિત છે?

**લક્ષ્મી**—[ચૈતન્ય પામી] કલા, અમારૂં સંરક્ષણ કરો.

**માયાવી**—(ક્રોધમાં) જુઓ વ્યાપાર, કલા કૌશલ! વચમાં આવવાનું માંડી વાળો. છતાં નહિ માનો તો જીન્દગીથી વેગાસર પરવારી જવું પડશે. બસ, એમાં તમારૂં ભલું નથી. માટે જાઓ, આ વખતે ચાલ્યા જાઓ.

કલા--અમને અમારી જીંદગીનો જરા ય મોહ નથી.

માયાવી--શું તમે નહિ જ માનો ?

સર્વ--કદિ નહિ.

માયાવી--(તાલી બજાવે છે એટલે સિપાઇ આવે છે.) આ ત્રણેને ગિરફતાર કરો. [સિપાઇ ત્રણેને પકડી લે છે.]

માયાવી--કહો, હવે તમારાથી કશું થઇ શકે એમ છે? (સિપાઇઓને) એમને જેલખાનામાં લઇ જાઓ. (સિપાઇ ત્રણેને લઇ જાય છે.)

માયાવી—જુઓ, હજી પણ કહું છું કે તમે મારી વાત માની લો, તેમાં જ તમારી ભલાઇ છે. સારી રીતે સમજી વિચારી લો ; હું તમને સમય આપુ છું. [ પ્રસ્થાન ]



## પ્રવેશ ૨ જો

**સ્થાન :** કારાગાર

**સમય :** રાત્રિ

( રોગશય્યા પર કલા પડી છે અને આસપાસ કૌશલ
અને **વ્યાપાર** બેઠાં છે.)

**કલા**—હે પ્રભો !

**કૌશલ**—પ્યારી, નિરાશ થવું ઠીક નથી.

**કલા**—વ્હાલા, હવે આશા છોડી દો. હવે હું નહિ બચી શકું. મારી કેટલી ઘડી ગણાઇ રહી છે એ સ્પષ્ટ છે. રોમ રોમ ભર શૂન્યતા વ્યાપી ગઇ છે.

**વ્યાપાર**—બહેન, તું સારી થશે જ; મને આશા છે.

**કલા**—હું સારી થઇ શકીશ ? ભાઇ, વૃથા આશા કાંઇ આપો છો ?

**કૌશલ**—વ્હાલી, મારો આત્મા બોલી ઉઠે છે કે તું અવશ્ય સારી થશે.

**કલા**—હા, હું કોઇપણ રીતે સારી થઇશ; મારા મરણ પશ્ચાદ્ હું આ પીડાથી મુક્ત થઇશ, પણ નાથ, આપ મારી ચિન્તા કરી વૃથા કષ્ટ ભોગવો છો. જે જગતમાં જન્મે છે તે અવશ્યમેવ મરવા-ના જ. પણ એટલું મને ખટકે છે કે મારો જીવનદીપક કારાગારના અંધકારમાં લીન થશે, અરે, આ બૂરી હાલતમાં નાથ અને ભાઇને દગો દેઇ જઇશ. પ્રભો! જગદીશ!

**વ્યાપાર**—બહેન, ચિન્તા વ્યર્થ છે. શ્રી ગુરુદેવનું ધ્યાન ધરો.

**કૌશલ**—ગુરુદેવ ! ગુરુદેવ ! અમારી ખબર લ્યો. ગુરુદેવ તો અમને નીચ માની ભૂલી ગયા છે.

કલા—નાથ, એવું બોલો મા. ગુરુદેવનો મને અત્યાર લગી પણુ ભરૂંસો છે. ગુરુદેવ દયાના સાગર છે.

વ્યાપાર—ગુરુદેવ...ગુરુદેવ...ગુરુદેવ!

(જ્ઞાનાનન્દનો પ્રવેશ. ત્રણે પ્રણુામ કરે છે.)

કૌશલ—ગુરુદેવ, અમારૂં રક્ષણુ કરો.

જ્ઞાનાનન્દ—ધૈર્ય ધરો. માતા સર્વનું રક્ષણુ કરશે.

કલા—પ્રભો, અમારી આ દશા?

જ્ઞાનાનન્દ—આ અહંકારનો દંડ છે, પણુ હવે એ અવધિ પૂરી થનાર છે. સર્વ સારૂં જ થશે.

કૌશલ—નાથ, કલાની તો અવદશા છે, છતાં હજી આપ આશા આપો છો?

જ્ઞાનાનન્દ—હા, હું અસત્ય નથી કહેતો. જુઓ, કલા અને કૌશલ, તમને બન્નેને ખાનપાનમાં એક પ્રકારનું ધીમું વિષ આપવામાં આવે છે. એથી પ્રતિદિન ક્ષીણુ થતા જાઓ છો. હવે હું તમને આ ઔષધિ આપું છું (આપે છે,) એનું સેવન કરવાથી બધું વિષ ઉતરી જશે અને ભવિષ્યમાં ગમે તેવા ઝેરની પણ અસર નહિ થાય, ધીરે ધીરે તમે શરીરે પુષ્ટ થતા જશો.

વ્યાપાર—એમને જ વિષ આપવામાં આવ્યું અને મને કાં નહિ આપવામાં આવ્યું?

જ્ઞાનાનન્દ—તમારી સહાયથી તેમને લક્ષ્મીની પ્રાપ્તિની આશા છે, તેથી જ ઝેર નથી આપવામાં આવ્યું.

કલા—પ્રભો! અમારી મુક્તિ ક્યારે થશે?

જ્ઞાનાનન્દ—નિશ્ચિત સમય ન આપી શકાય. તમારો ઉદ્ધાર થોડા જ સમયમાં થશે!

કલા—આપ આ કપટીથી અમને કેવી રીતે છોડાવી શકશો? આપ એકલા અને નિઃશસ્ત્ર છો અને તેની પાસે અસંખ્ય સેના છે, વળી એવી પણુ આશા નથી કે આપ સીધી રીતે અમને છોડાવી શકો.

**જ્ઞાનાનન્દ**—ચિંતા કરવાને કશું કારણ નથી. હું એકલો નથી પણ મને સહાયક માતા છે. મારી પાસે ક્ષમાનું દુર્જય શસ્ત્ર છે અને આત્મિક બલ છે. ( જ્ઞાનાનન્દનું પ્રસ્થાન )

**વ્યાપાર**—ગયા, હવે દુઃખના દિવસો ગયા! બહેન! હવે તમે જરૂર અલ્પ સમયમાં સારાં જ થશો.

**કલા**—સંસારની વિચિત્ર ગતિ છે. મને તો બચવાની કશીપણ આશા નહોતી!

**કૌશલ**—ગુરુદેવની કૃપાથી બહુ જ શાન્તિ મલી ગઇ.

**કલા**—હવે સંદેહ કરવાને કશું કારણ નથી.

( પડદો પડે છે. )



## પ્રવેશ ૩ જો

**સ્થાન :** બજાર

**સમય :** સાયંકાળ

(ચાર નગરવાસીઓ ખાદીના લેબાસમાં આવે છે.)

૧—ઠીક, અમને જણાવો કે શું શું બંધ થઇ ગયું ?

૨—જબાન બંધ અને કલમ બંધ.

૩—પછી ?

૨—વાંચવું લખવું બંધ.

૩—તો પછી ભાઇ કાગળપત્રનો વહેવાર કેમ થઇ શકશે ?

૨—વાહ ભાઇ વાહ, બહુ સમજી ગયા !

૩—તો ?

૨—પોતાના કલ્યાણની વાત ભણી ન શકે તો પછી લખી શકે કેવી રીતે ?

૩—ઠીક, સમજ્યો !

૧—પછી બીજું શું શું બંધ થઇ ગયું ?

૨—વાત કરવી બંધ, જોવું બંધ અને સાંભળવું યે બંધ !

૧—વાહ ! જીભ પણ કાપી નાંખજો ! આંખો ફોડી નાંખજો અને કાનમાં ડાટા ઘાલજો ડાટા !

૩—મહા ગઝબ થયો કહેવાય !

૪—અરે ! આ વાત તે મનાય જ કેમ ?

૨—માનો ન માનો પણ એવું થઇ ચૂક્યું છે !

૪—તો વાત શી રીતે કરી શકો છો ?

૨—જેમ અગ્નિ ઉપર ધરેલા કળશનું મ્હોં બંધ હોવા છતાં ચીંચી કર્યા વિના રહેતું નથી તેમ.

૧—અરે, યાર! આ તો મહામુશ્કેલીના દિન આવી ગયા કહેવાય!

૩—બધી રીતે નિરાધાર બનાવી મૂકયા!

૨—હજી પણ મજાની વાત અધૂરી જ રહે છે.

૬—શી?

૨—કર!

૪—શું કરૂં?

૨—અરે કરૂં શું? કરરરર......

૪—કેમ દાંત કચકચાવો છો? શી એવી ખરાબ વાત આવી ગઇ છે?

૧—અરે, મારા મહેરબાન! એને જુઓ તો ખરા કે થઇ ગયું શું?

૨—ભાઇ, હું તમને કર—વેરા—ટેક્ષની વાત કરૂં છું; સમજ્યા?

૧—ઠીક તમે કરની વાત કરો છો?

૪—હાં યાર, આ કરે તો આપણુને પાયમાલ કરી મૂકયા છે!

૩—શું કહો છો?

૨—જુઓ, આવવા પર કર, જવા પર કર, કુકડાં પર કર, માટી પર કર! ગાય પર પણ કર...

૩—ત્યારે તો આગળ બળદ પર કર, ઘોડા પર કર, કુતરાં પર કર, બિલાડી પર કર, ભેંસ પર કર! હવા પર કર! પાણી પર કર!

૪—ઇંધણ પર કર!

૧—ઓહો! આ કરની પરંપરા કયાં લગી ચાલશે? તો તો આ કર એટલે કેર!

૩—પણ હવે એમાં આપણું કંઇ ચાલે એમ છે?

૪—જરા ય નહિ. જીવતા તે મૂવા બરાબર!

૧—આ તો કુતરો ન રહ્યો ઘોબીના ઘાટનો કે ન રહ્યો વાટનો.

૨—બસ, હવે જેમ કુંભાર ગધેડાને મરજી શવે તેમ લઇ જાય અથવા મદારી જેમ વાંદરાને નચાવે તેમ નાચો, કુદો, રે! વાંદરાઓ નાચો! સારી રીતે નાચી લો!

( સર્વ જાય છે. પડદો ઉપડે છે. )



## પ્રવેશ ૪ થો

( માયાવી, લક્ષ્મી અને વિદ્યા )

**માયાવી**—બસ. તારે મારી સાથે લગ્ન કરવું પડશે! તું આનાકાની શાથી કરે છે, તે જ મારાથી નથી સમજાતું. શું હું ખૂબસૂરત યાર અને શોખીન જવાન નથી?

**વિદ્યા**—એક વખત કહી દીધું! તું ભલે કામદેવ હોય, પણ હું તને કદિ ચાહનાર નથી એટલે તું તારી નીચ વાસના જતી જ કર!

**માયાવી**--છટ્! તું ઔરત નથી? શું તને એશઆરામની ઇચ્છા થતી જ નથી? શું તું આ કિમ્મતી ખિલતી જુવાનીને ફોગટ બરબાદ કરવા રાજી છે?

**વિદ્યા**—સ્ત્રી છું તેથી શું? પણ હું એવી સ્ત્રી નથી કે જીવનની કશી કિમ્મત ન સમજતી હોઉં. હું આદર્શને, ધર્મને, નીતિને બરાબર સમજી ચૂસ્તપણે તેને વળગી રહેનારી એક સ્ત્રી છું. જન્મ લીધો છે ત્યારથી એ પવિત્ર મંત્રના જાપ જપું છું. હા, હું તને ચાહીશ. તું મારો ભાઇ છે!

**માયાવી**--આ કેવો આડંબર! આ કેવો વિરોધાભાસ? નીતિ? ધર્મ? આદર્શ? અરે આ તો ટાઢા પહોરનાં ગપ્પાં છે, એ તને ખબર છે ખરી?

**લક્ષ્મી**—બકવાદ મૂક! અમે તારા જેવા પર, ચંડાળ, થૂંકવા યે નવરાં નથી!

**માયાવી**--(ક્રોધમાં) કમ્બખ્ત છોકરી! તારી આટલી મજાલ? તો ઠીક, સાંભળ હું તારી કેટલી ખરાબ હાલત કરી શકું છું તે? પહેલાં તો આ તારા દાગીના અને કપડાં ઉતરાવી દઇ કાગળનો પોષાક વગેરે પહેરાવાશ અને છતાંય તું નહિ માનશે તો તારા શરીરના

રાઇ રાઇ જેવડા ટુકડા કરી કરાવી કુતરાંને ફેંકીશ કે પેકેટમાં નાંખી નજરાણું મોકલાવીશ, સમજી ? ઠીક, જો હું તારી કેવી હાલત કરૂં છું તે! (વિદ્યાને) બોલ વિદ્યા, તું શું કહે છે?

વિદ્યા—તે જે કહે છે, તેજ મારો પણ આખરી જવાબ છે!

માયાવી—જમાદાર! (જમાદાર અને સિપાઇઓનો પ્રવેશ)

માયાવી—આ બન્નેને ગિરફતાર કરો અને તેમને લઇ જઇ અલગ અલગ કોટડીમાં પૂરી રાખો! ખબરદાર! એ એકબીજાને મલે નહિ! (લક્ષ્મી, અને વિદ્યાને લઇ જમાદાર અને સિપાઇઓનુ પ્રસ્થાન) (નોકર આવે છે,)

નોકર—હજૂર, એક સાધુ આવ્યા છે. આપને મલવા માગે છે.

માયાવી—મોકલો! (જ્ઞાનાનન્દનો પ્રવેશ.)

માયાવી—કેમ? શું માગો છો? તમારૂં નામ શું?

જ્ઞાનાનન્દ—મારૂં નામ જ્ઞાનાનન્દ છે.

માયાવી—થોડા પૈસા જોઇએ છે?

જ્ઞાનાનન્દ—નહિ.

માયાવી—તો?

જ્ઞાનાનન્દ—હું તમને એ વાત કહેવા અને સમજાવવા આવ્યો છું.

માયાવી—(હસતાં) શું સમજાવવા માગો છો?

જ્ઞાનાનન્દ—એજ કે તમે વર્તમાન શાસક છો. તેટલા માટે તમારો ધર્મ એ છે કે ધર્માનુસાર વર્તન રાખવું એજ લાભપ્રદ છે અને સુખદ છે, તેમ જ કલ્યાણ અર્થે જ તમારે સદા તત્પર રહેવું જોઇએ. આ રાજ્યકર્તાના ધર્મ કહ્યા.

માયાવી—તમે અમને બોધ આપનાર કોણ છો?

જ્ઞાનાનન્દ—હું એક યોગી છું; મારા આગળ રાજા, પ્રજા, ધનવાન અને નિર્ધન, અમીર અને ફકીર, રંક અને રાય સર્વ સમાન છે. એટલા માટે તમને કહું છું કે ન્યાયયુક્ત શાસન કરો!

માયાવી—એમકે ? બહુ સારી વાત કરી જાણો છો ? તમે કોઇ બુદ્ધિશાળી અને સમજદાર સાધુ લાગો છો ! ઠીક ત્યારે, તમે એક વાત સ્વીકારશો ? હું હકૂમત ચલાવું, તેમાં મને તમારી સહાય જોઇએ છે, સમજ્યા ને ? હું તમને એક સરસ ખિતાબ બક્ષીશ.

જ્ઞાનાનન્દ—બરાબર છે. હું તમને સહાય કરૂં. ખિતાબની કશી જરૂર નથી. મને તેની જરા યે પરવા નથી.

માયાવી—બહુ તાજૂબીની વાત ! ખિતાબ તમારે નથી જોઇતો ? અત્યારલગી તો આ ખિતાબો મેલવવા માટે કેટલાય લોકો અમારી પાસે આવી કુતરાની જેમ વર્તન ચલાવી ગયા છે. અરે, તેમની દોલત, ઇજ્જત અને સર્વસ્વ અમારે ચરણે ધર્યાં છે ને ?

જ્ઞાનાનન્દ—હોય-સંભવ છે ખરો ! જેને તેની જરૂર હશે, તેમણે તેમ કર્યું હશે, પણ મને તો એથી એક રાતી બદામ સરખો પણ લાભ જણાતો નથી !

માયાવી—વાહ ! લાભ છે જ નહિ ! એથી ખૂબ ઇજ્જત વધે છે!

જ્ઞાનાનન્દ—પણ હું એવી નિરર્થક ઇજ્જતને રાખી શું કરૂં? ચાટું ?

માયાવી—ત્યારે તમારી મરજી હોય તો તમને સારૂં પેન્શન આપું?

જ્ઞાનાનન્દ—નહિ, હું મારા ભાઇઓનાં રક્તપાન કરવા કરતાં ભૂખે મરી જવું સારૂં સમજું છું.

નિજ બાન્ધવોના લોહીની નીકો વહેતી આદરી,
રાજા બન્યા કે ના બન્યા ધિક્કાર એવી ચાકરી;
મહેલો રચાવ્યા દીનને કચરી થયા તો શેઠ શું ?
ધિક્કાર છે એ જીવન જીવોનાં રાક્ષસી બસ માનશું !

માયાવી—તો તમે ફરી કહોઃ તમારી શી ઇચ્છા છે ?

જ્ઞાનાનન્દ—જો તમે મારી સહાય અને કલ્યાણ ઇચ્છતા હો, તો બધા રાજકેદીઓને છોડી દો અને સ્વેચ્છાચાર છોડી દઇ સર્વની સંમતિથી કામ કરો ! વિજાતીય ધર્મને અંદર અંદર લડાવી, ઉદ્ધત

અને ઉચ્છૃંખલ જાતિને પક્ષપાતથી વધારે ફૂલાવી આજે જે તમે એક-સંપી તોડી છે, તેને સાધવાને માટે તમે તમારા હૃદયથી સહમત બનો!

માયાવી—તમારી બે બાબત છે. એક એકે જે શાન્તિનો ભંગ કરે છે તેમને શિક્ષા ન કરવામાં આવે. આથી પરિણામ શું આવશે, એ વિચારવું ઘટે. બીજી બાબત તમે સૂચવો છો કે બધાને પૂછી કામ કરો. બધાને પૂછી કામ લેવા જઇએ છીએ, તો વિખવાદ અને કુસંપને લીધે કામનો બીલકુલ આરંભ જ નથી થઇ શકતો. એક પૂર્વમાં જાય તો અન્ય પશ્ચિમ દિશામાં દોડે અને સાથે સાથે એમનામાં એટલી વિચારશક્તિ જ નથી. લાયકાત મલે એટલી માગણી થાય તો પછી મને બીજો શો વાંધો હોય? આ સ્થિતિને લઇ એટલે તેમનો સહકાર ન હ હોવાને લીધે તેઓ સલાહ આપી જ ક્યાંથી શકે? તમને હું વિનતિ કરૂં છું કે તમારા જેવા સાધુચરિત પુરુષોએ શા માટે આ ઝગડામાં નિરર્થક પડવું જોઇએ? માફ કરજો. મને તો આ હિસાબે તમે ઢોંગી જ લાગો છો!

જ્ઞાનાનન્દ—ખયર, જે છું તે હું છું! પણ જે આંખે અન્યાય સ્પષ્ટ દેખાવા છતાં કંઇ પણ ન બોલાય તો પછી એ સાધુ જ નથી રહેતો.

માયાવી—ખયર, હવે એ વાતને જવા દો!

જ્ઞાનાનન્દ—જવા દઉં? ભવિષ્યમાં તમારે માટે ભારી થઇ પડશે

માયાવી—શું થશે? ભારી થશે? વર્ત્તમાન પ્રજામાં શો માલ છે? તેઓ તદ્દન બેવકૂફ, જંગલી, અને ડરપોક છે તે અમારૂં કશું પણ કરી શકનાર નથી; અને એથી જ અમારા પાસા પોબાર છે!

જ્ઞાનાનન્દ—ના, એમ ના ધારશો! તમારી એમાં જબ્બર ગલત થાય છે! તે વિશ્વાસથી તમારી કપટજાળમાં ફસાઇ ગયા છે. એટલા માટે તમે તેને મૂર્ખ અને જંગલી સમજો છો. તેઓ અત્યાર લગી ચુપકીદીથી અત્યાચારને સહી રહ્યા છે એટલા માટે તમે તેને

ડરપોક કહો છો. તેઓ ભિન્ન ભિન્ન ધર્મના અનુગામી છે એથી જ તમે તેમને દુર્જય માનો છો. પણ એ તમારો સદંતર ભ્રમ છે. એ તમારા શસ્ત્રોથી નથી ડરનાર! પણ સરલતા, સહનશીલતા અને સ્વધર્મપરાયણતા તેમનો સ્વાભાવિક ગુણ છે. હવે તેમને તમારી કૂટ-નીતિજ્ઞતા ધીરે ધીરે માલૂમ પડી ગઇ છે. એટલા માટે જ કહું છું કે સ્વેચ્છાચાર કરવો જવા દો.

**માયાવી**—આ સર્વ બનાવટી વાતોને હું ન સમજું એવો બાળક નથી. તમે હજી મને બરાબર પીછાનતા નથી. હવે, હું તમારી સાથે વધારે વખત વાતચીત કરવા માગતો જ નથી.

**જ્ઞાનાનન્દ**—છતાં, હું તમને જતાં જતાં ચેતવી જઊં છું કે ભવિષ્યમાં જો સ્વેચ્છાચાર કરવો નહિ છોડો તો તમારૂં કલ્યાણ નથી એમ નક્કી માનજો! ( પ્રસ્થાન )

**માયાવી**—અહાહા! આ રૂવાબથી કેમ હું બ્હી જઇશ? નહિ. મારા પાસા પોબાર છે...

( પડદો પડે છે. )



## પ્રવેશ પાંચમો

**સ્થાન :** બજાર

**સમય :** સાયંકાળ

( કેટલાક **મી**નાક્ષી અને **મ**દિરાક્ષીને પજવતા પ્રવેશે છે. )

મારો ! કાપો ! એ કમ્બખ્તને છૂંદો : એણે જ આપણી કમબખ્તી કરી છે !

**મી**નાક્ષી--જાઉં છું, હું મારે રસ્તે જાઉં છું : કૃપયા હવે અમને પજવો નહિ !

**મ**દિરા--તમે અમારો તિરસ્કાર કરો છો ને ? યાદ રાખજો કે એક દિવસ અમારી સેવા ચાકરી ઉઠાવતા હતા ! વિચાર કરો કે અમારા સિવાય કોઇને ચાલ્યું નથી અને ચાલશે નહિ ! ઠીક, અમે તો અત્યારે આ ચાલ્યાં !

**બ**ધા--બસ કર; ચાલી જા, વધારે લવારો ના કર ! મારો ! મારો !

[**જ્ઞા**નાનન્દ અને ચારપાંચ નગરવાસીઓનો ખાદીના લેબાશમાં પ્રવેશ]

સુણાવો અમને વારંવાર, પ્રભો ! સદ્‌વિદ્યાનો ઝંકાર !
મનમન્દિરનાં દ્વાર ખુલાવો, રોમ રોમ ભર હરદમ રાખો;
એવી સુણું સીતાર !
કુટિલ કામના ભૂલવી અમારી, સ્વાર્થરહિત દો બુદ્ધિ સારી;
લોપ થાય વ્યભિચાર;
સમાજમાં શાકિત ફેલાયે, પ્રેમઘટા ઉરપર ખૂબ છાયે;
મળે તારથી તાર !

**મી**નાક્ષી અને **મ**દિરાક્ષી—સ્વામીજી, અમને આ લોકોના ત્રાસથી બચાવો ! આ લોકો અમારો કેમ કેડો છોડતા નથી ? અમને ત્રાસ આપે છે !

**જ્ઞાનાનન્દ**--સર્વ તરફ સમાન પ્રીતિદૃષ્ટિ રાખી વર્તન કરવું જોઇએ, એ સૂત્રને તમે ચૂકયા ! ગમે તે ધર્મનો હોય, ગમે તેનો અનુયાયી હોય; પરંતુ એ આપણો ભાઇ છે ! બ્હેનો ! તમે તમારે માર્ગે જઇ શકો છો ! ભાઇઓ ! તમે તેમને જવાને માટે માર્ગ કરી આપો ! (**મીનાક્ષી** અને **મદિરાક્ષી** જાય છે. **જ્ઞાનાનન્દ** એક જણને પકડવા ચાહે છે.) તમે આમ આવો !

**૧**--મહારાજ, હું ચમાર છું. મને અડશો મા !

**જ્ઞાનાનન્દ**--(હાથ પકડી) રામ ! રામ ! તમે કેવી વાત કરો છો ? શું તમે મનુષ્ય નથી ? જેવા અમે મનુષ્ય છીએ તેવા તમે છો; તો પછી આ ભેદભાવ શાને ?

**૨**--મહારાજ, હું એને મારી કાંધ પર બેસાડું ! જેથી મારી ઘૃણાનું પ્રાયશ્ચિત થઇ જાય !

**૩**--મહારાજ, આપના ઉપદેશથી મારૂં હૃદય આજ વાસ્તવિક સ્વરૂપમાં ખીલી ઉઠ્યું છે ! અમે ભાઇ ભાઇ હોવા છતાં અંદર અંદર ઘૃણા કરતા હતા અને શત્રુતા રાખતા હતા. જેનો તિરસ્કાર કરવા માટે શાસ્ત્રમાં વચન નથી અને નરસિંહ મહેતા જેવાએ ઉભરાતા ભકત-હૃદયે તેમને ત્યાં જઇ ભજન કર્યું : આટઆટલું જાણવા છતાં અમે જાણ્યું નહિ-અમે સમજ્યા નહિ. આજે એ બધી મુર્ખામી પર પેટભરીને હસવું આવે છે. અમે એ અસ્પૃશ્યજાતિ કરતાંય કર્મે ઘણા હીન હોઇએ, છતાં તેનો તિરસ્કાર કરવા અને 'અમે મોટા છીએ' એવા આડંબર નીચે અમે અન્યાય અને અત્યાચાર કરેલ છે એ કેમ ભુલાય ? પ્રભો, જેને એકજ માબાપે સર્જ્યાં, તે પ્રભુની સૃષ્ટિમાં અમે ત્રાસજનક વર્તાવ કર્યો છે. ધન્ય છે મહાત્મન્, આપે અમારા હૃદયને પ્રેમના સ્વરમાં મેળવી દીધું એ આજે ધન્યભાગ્ય સમજું છું.

૪—નાથ! આ શું ઓછું ભાગ્ય છે? એમણે અમારે માટે સ્વાર્થનું બલિદાન કર્યું છે!

જ્ઞાનાનન્દ—ભાઇઓ! સ્વાર્થને છોડી સ્વતંત્રતાની પ્રાપ્તિ પાછળ પડો અને પ્રેમમંત્રનો અભ્યાસ કરો, કારણ કે જ્યાં લગી તમે સ્વતંત્ર ન થાઓ ત્યાં લગી તમારાં ધર્મ કર્મ કંઇ પણ કામનાં નથી. મનુષ્યને પહેલો ધર્મ સ્વતંત્રતા છે.

( જાય છે. )



## પ્રવેશ છ ઠ્ઠો

**સ્થળ** : ન્યાયાલય

**સમય** : બપ્પોર

( માયાવી અને મનમોહન )

**માયાવી**—શું કહ્યું ? કામ કરનાર માણસો ઘટતા જ જાય છે. જેમકે આજે ચપરાશીમાંથી કોઇપણ નોકરી પર હાજર નથી; આ શું એનું પરિણામ છે ?

**મનમોહન**—હા જી; ધીરે ધીરે માણસો ઘટતા જ જાય છે. આજનું પરિણામ એ એમના મંથનનું જ પરિણામ છે. બાકી આપે સૂચવેલી બધી મધલાળ પાથરેલી તેમાં કોઇ ફસાતું જ નથી !

**માયાવી**—બહુ અજાયબ વાત ! મારી માયામાં કોઇ ન ફસાય એ જાણી મને નવાઇ લાગે છે !

**મનમોહન**—કાલે સાંજે રસ્તામાં લોકોએ મદિરાક્ષી અને મીનાક્ષી પર પણ આક્રમણ કર્યું હતું !

**માયાવી**—ઠીક, હવે હું બરાબર સમજી શકયો છું. એ બદમાસી પેલા સાધુડાની જ છે. તમે એને સમજાવવાની બરાબર કોશીશ કરી હતીને ? પેલી ગોળ-ગોળ પરિષદ્નો પણ ઇન્કાર કર્યો એમ ?

**મનમોહન**—જી હા ! પણ જાણે એ તો કશું સાંભળતો જ નથી. જણાવે છે કે અમે તો સંપૂર્ણ સ્વાતંત્ર્યને ઇચ્છનારા તે સ્વાતંત્ર્યને ન વરીએ ત્યાં લગી તમારી બધી કોશીશ નિષ્ફળ જશે ! અમારે અમારૂં રાજ્યતંત્ર અમારાથી જ નભાવવું છે—અમારે પરદેશીની જરાય પરવા નથી. કહે છે કે અમે તો જગતના ભલા માટે ઇચ્છીએ છીએ કે અમારે અમારૂં સંભાળી લેવું પડશે ! ટૂંકામાં એ જણાવે છે કે પહેલવહેલા હું કહું તે કરો, પછી તમારી વાત !

માયાવી—તમે તેને બોલાવવા કોઇ માણસ મોકલ્યો છે ?

મનમોહન—હા ! (બીજી બાજુ જોઇ) જુઓ ! એ જ આવે છે !

[ જ્ઞાનાનન્દ આવે છે. ]

માયાવી—જ્ઞાનાનન્દ ! જુઓ, માની જાઓ ! હજી પણ તમારો હાથ ખેંચી લો, એ તમારા કલ્યાણ અને સહિસલામતી માટે ઠીક છે.

જ્ઞાનાનન્દ—મેં એવું શું કર્યું છે?

માયાવી—તમે રાજ્યમાં કોલાહલ મચાવી શાન્તિનો ભંગ કરો છો !

જ્ઞાનાનન્દ—મેં કશો પણ કોલાહલ કર્યો હોય, એવો મને કશો ખ્યાલ નથી ! હા; મેં પરસ્પર પ્રેમ કરો, આત્મિક બલનો સંચય કરો અને અન્યાય તેમ જ અત્યાચારને ધિક્કારો, એમ ઉપદેશ કર્યો છે એ હું કબૂલ કરૂં છું !

માયાવી—આ બધો તમારો ઢોંગ છે. તમે જાહેરમાં કંઇ કહો છો અને અંદરખાનેથી જુદી વર્તણૂંક રાખો છો. બસ, એક જ વાત છે કે તમે આ કામમાંથી તમારો હાથ ખેંચી લો છો કે કેમ? તમારે મારા હૂકમને તાબે થવું જ પડશે ! નહિ સમજો તો પરિણામ સ્પષ્ટ છે !

જ્ઞાનાનન્દ—જુઓ ! હું જાતે કશી રીતનો ઉપદ્રવ કરતો નથી, અને તેમ કરવાની અન્યને સલાહ પણ આપતો નથી એ ચોક્કસ છે. હું ખાતરી પૂર્વક જણાવું છું કે જ્યાં લગી મારા દેહમાં પ્રાણ છે ત્યાં લગી સત્યને છોડનાર નથી જ.

સત્ કાર્યમાં જો જિન્દગી લુંટાય તો પરવા નથી !
પરમાર્થસેવન ધ્યેયમાં અવસાનઃ તો પરવા નથી !
જાલીમ ઓ જલ્લાદ ! કાળો કેરઃ તો પરવા નથી !
પ્રાણાન્ત રાખું સત્યનીતિ, અન્યની પરવા નથી !

વિનાશની ઘડીઓ ગણી વિચાર તારાં કર્મને !
વિનાશકાળે જાય બુદ્ધિ આ પ્રમાણુ જણાય છે !
લૂંટી પ્રજા, રસકસ બધાં તેં ખુન પીધું દુષ્ટથી !
નિઃશસ્ત્ર કીધી વીર્યહીન સૌ જે પ્રજા એ મન્દધી !

'ખેડુત જગનો તાત' તે પણ હાય ! બિચારો બન્યો !
સંસ્કાર શ્રેષ્ઠ ગણાય તેવા રાષ્ટ્રને ઉન્મૂલ કર્યો !
વ્યભિચાર ને અન્યાય અત્યાચાર જ્યાં કદિ ના હતાં !
ઓ માનવી ! તવ જાળથી અહીં પ્રેમની થઇ ન્યૂનતા !

માયાવી—( તાલી બજાવે છે એટલે સિપાઇઓ પ્રવેશ કરે છે). આને ગિરફતાર કરો !

( સિપાઇ ગિરફતાર કરવા આગળ ધપે છે, પણ જ્ઞાનાનન્દની પાસે ચક્રસહિત ભગવાનને જોઇ અટકી જાય છે.

માયાવી—સિપાઇઓ ! તમને શું થયું છે ? તેને તમે ગિરફતાર કેમ કરતા નથી ? ( માયાવી સિપાઇઓ પર ક્રોધિત થાય છે અને જોઇ રહે છે. )

( સિપાઇ આમ જોઇ રહે છે ત્યારે માયાવી તથા મનમોહન આ પરિસ્થિતિ નિહાળીને વ્યાકુળ થાય છે અને પોતાની હાર, પોતાની પડતી અને પોતાનું અન્તઃપતન તુરતમાં સમજી જાય છે. આ બધા ભાવ તેમના મુખ પર સ્પષ્ટ તરી આવે છે. )

## ખ ત મ

## આ લેખકની બીજી કૃતિઓ

1. ગરીબાઈનો ગઝબ — રૂ. ૧-૦-૦
2. વેશ્યા વિગેરે વાર્તા — (છપાય છે)
3. કાવ્યમંજરી — (છપાય છે)
4. વિચાર વારિધિ — (છપાય છે.)
5. સ્નેહની સ્મશાનભૂમિ — (છપાય છે.)



